# વિલાસ સુંદરી

અને

# અદ્‌ભુત જાદુનો પલંગ.

ભાગ પાંચમો.

લેખકઃ—પી. પી. યોગી.
[illegible] રોડ—મુંબઈ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.
ત્રણ દરવાજા—અમદાવાદ

આવૃત્તિ બીજી પ્રત ૨૦૦૦
સંવત ૧૯૭૪ સને ૧૯૧

ધી [illegible] પ્રીન્ટીંગ પ્રેસમાં [illegible] છાપ્યું.
[illegible] —અમદાવાદ.



કીંમત [illegible] આના.

૭૦૧૮

# વિલાસ સુંદરી.

અને

## અદ્ભૂત જાદુનો પલંગ.

### ભાગ પાંચમો.

#### કળાધર.

ચૈત્ર માસનો પ્રાતસકાલ છે. જોબનના બ્હારમાં આવી ઝુલી રહેલા આંબાના વૃક્ષ ઉપર બેસીને કોયલ કુહુ કુહુ કરીને વિરહીઓને લલકારી રહી છે, બીજી બાજુએથી પપીઓ પીઉ પીઉ કરી સમો સાંધી રહેલો છે, પુષ્પોની કળીઓ ખીલી રહી છે, ગુલાબના પુલે ખુબ પુલીને જંગલને ખુબ ગુલાબમય બનાવી મુક્યું છે; તેની સુવાસને ખેંચીને વાયુ ચારે દીશાઓમાં તેની સુગંધીને ફેલાવતો મંદ મંદ વહી રહ્યો છે.

જેણે સફેદ વસ્ત્રો ધારણ કરેલ છે, કમરે તરવાર લટકાવેલી છે, પીઠ ઉપર ઢાલ બાંધેલ છે, પીઠની ડાબી પુઠ ઉપર ચોખા તીરોથી ભરેલો એક ઠેસ્રો બાંધેલ છે, જમણા હાથમાં ધનુષ અને ડાબા હાથમાં બરછી પકડેલ છે, એવો એક યુવક જેની ઉમર સુમારે ત્રીસ વર્ષની છે તે આ સુહામણાં સમયમાં કનકાવતીની

ઉત્તરે આવેલા એક ઘાડા જંગલના વૃક્ષોની ઘટા નીચે બેઠો છે.

બેઠા બેઠા તેણે માથું ઉચું કર્યું, અને ચોતરફ નજર ફેર-વીને તે બોલ્યો કે, 'વાહ ઈશ્વિર ! તારી લીલા અગાધ છે, પાર વગરની છે; તે જાણવાને આ જગત કેવલ અસમર્થ છે. જેને માટે હું ક્યારનો વલખા મારૂં છું, દુઃખ સહન કરૂં છું, અને જેથી કરીને મને બહુ ક્ષુધા વ્યાપી છે, તે સર્વ કષ્ટના કારણરૂપી મૃગને મારી સમીપ મોકલી આપનાર અહો ઈશ્વિર ! તુંજ છે.

એટલા શબ્દો સ્વમુખની બ્હાર નીકળતાની સાથે તે યુવક પોતાની જગ્યાએથી ઉભો થયો. તે જોઇ મૃગ આમથી તેમ ન્હાસવા લાગ્યું. આથી તે યુવક તે મૃગને કહેવા લાગ્યો કે, 'હવે હું તને છટકવા દઇશ નહીં ? એક ઝડપમાં તને પકડી લઇશ. મારૂં એક તીર તારે માટે બસ છે, મારા તીરના ઘાથી તું બચવા પામનાર નથી. તો પછી તું શા માટે ભાગે છે ? ક્યાં જઇશ ? કોનો આસરો લઇશ ! તારા પ્રાણને બચાવનાર હું આ જગતમાં કોઇને પણ જોતો નથી. એટલું કહેતાની સાથે ઘોડાપર સ્વાર થઈ તે મૃગની પાછળ પોતાના ઘોડાને છોડી મુકયો.

મૃગ પોતાના રંગમાં રમતો રમતો અને પોતાની પાછળ આવતા સ્વારને છકડ ખવરાવતો ખવરાવતો અને પરસેવાથી તરબોલ કરતો કરતો સડકપરથીજ સીધો ચાલ્યો જાય છે.

પોતાના હાથમાંથી તે મૃગ છટકી ન જાય તેટલા માટે

તે સ્વારે પોતાના ઘોડાને તેની પાછળ ખુબ વેગમાં છોડી દીધો, અને તેની ઉપર પોતાના તીરનો એક ઘા કર્યો.

પોતાની ઉપર આવેલા પ્રાણનાશક તીરના ઘાને ચુકવી દઈ, મૃગ લાંબી લાંબી છલાંગો મારતો ચાલ્યો. મૃગનું સ્વરૂપ બદલાઇ ગયેલું જોઇને સ્વારે પણ પોતાનું સ્વરૂપ બદલાવી નાખીને તેની પાછળ ઘોડાને છોડી મુકયો, ઘોડો પણ પાણીના પુરની પેઠે તે મૃગનું પગલે પગલું લેતો ગયો.

સ્વાર મુછ ઉપર હાથ મુકીને મૃગને કહે છે કે, 'હું તને જીવતો જવા દઇશ નહીં ?' તેના ઉત્તરમાં મૃગ કહે છે કે, 'મારૂં માંસ તને ખાવા નહીં દઇશ ? બેધડક મારી પાછળ ચાલ્યો આવ, પણ આવતા પહેલાં તારા પ્રાણ અને ધનુષને બચાવજે.'

આ બંને પોતપોતાની ચાલાકીથી, ચપલતા અને સાવચેતીથી પવન વેગે ઉડચા જાય છે, પાછું ફરીને જોતા નથી, અને એક એકના બલની શક્તિ, એક એકને બતાવવા માટે, પોતાના શરીરની શક્તીના પ્રમાણનો કંઇપણ વિચાર કર્યા વગર તેઓ લગભગ ત્રણ કલાક સુધી એકસરખી ઝડપથી દોડી રહ્યાં હતાં.

પોતાની પાછળ પડેલા તેજી શીકારીની શક્તીને ક્ષીણ કરવા માટે, અને તેથી તે બલહીણ બની પોતાની આશા ત્યાગ કરી ચાલ્યો જાય એવા વીચારથી તે મૃગ સડકના સીદ્ધામાર્ગને મુકી દઈ જંગલની ગીચ ઝાડીઓવાળા માર્ગમાં પેઠો.

આ જોઇ તે સ્વાર ક્રોધાગ્નિથી બળવા લાગ્યો, અને

તેની બળતરા સહન કરી ન શકવાથી તે સ્વાર ઘોડા ઉપ-રથી કુદકો મારી, તેની પાછળ દોડયો. દોડતાં દોડતાં તેની ઉપર બરાબર નેમ ટાંકીને એક ઝેરી તીર ફેંક્યું. તે તીર મૃગ-ને નહીં એવો જખમ કરીને ભાંગી ભુકા થઈ નીચે પડી ગયું. તે જોતાની સાથેજ તે યુવકના મુખકમળ ઉપર ચમકી રહેલી લાલી ઝાંખી પડી ગઈ. પોતાના ઝેરી તીરના કારી ઘાને એક તરણા સમાન ગણનારા મૃગને એક ગુફામાં ભરાઈ જતાં જોઇને તે જરા નીરાશનો નીશાસો નાંખીને નાઉમેદ અને કાયર સરખો બની જરા મોં વાંકુ કરીને આડું અવળું જોવા લાગ્યો. આવી દશામાં તેણે કેટલીક ક્ષણ કાઢયા પછી પાછો શરીરમાં કાંટો લાવીને કહેવા લાગ્યો કે, ‘ ઓ હઠીલા મૃગ ! તેં ખુબ કરી બતાવી ! તેં તારી અદ્‌ભુત શક્તીને અજમાવવામાં કંઈ બાકી રાખી નથી. પણ તું તારો પ્રાણ બચાવી શકયો નથી. મારા તીરના ઝેરી ઘાના કારી જખમથી થતી પીડા તું સહન ન કરી શકવાથી ગુફામાં જઇ ભરાઇ બેઠો છે. પણ હવે હું તને એક પલ પણ આ ગુફામાં રહેવા દઇશ નહીં, અને મારી બરચ્છીની અણીથી તને ગુફાની બહાર ખેંચી કાઢીશ, અને તારા કાચા માંસથીજ મારી ક્ષુધાને તૃપ્ત કરીશ.’

આમ મનને મનાવતો, અને મનમાં ને મનમાં હસતો, મુછને મરડતો અને આડી અવળી બરચ્છીને ફેરવતો, તે મૃગને ગુફાની બહાર ખેંચી કાઢવા માટે તે યુવક તે ગુફાની આગળ

જઇ ઉભો રહ્યો. પણ કંઇ કરી શકયો નહીં. અને એક જંગલવાસી માણુસની પેઠે અબુધ બની ગયો.

જેઓ ધૈર્ય રૂપી ઢાલથી, અને હીંમત રૂપી હથ્થારથી રક્ષાયલા છે તેના ચિત્તમાં ચટકો મારનારી, જેઓ બહુ કાળ સુધી બ્રહ્મચર્ય પાળી મન અને ઇંદ્રીઓને વશ કરેલ છે, તેને પણ એકવાર ચલાયમાન કરી શકે એવી જે આ ગુફા છે, તે ગુફા પોતાના માયીક મોહમાંથી આ યુવકને કેમ બચવા દે.

તમામ ગુલાબના ગોટાઓથી ભરેલી વાટીકાના મધ્ય ભાગમાં એક બેઠા ઘાટનો મહેલ હતો, અને તે મ્હેલને જુદા જુદા આકારમાં ગુલાબી અને સોનેરી રંગથી ચીતારવામાં ચીતારે બાકી રાખી ન્હોતી. આ મ્હેલની બારીઓમાં લાલ, લીલા, પીલા અને સફેદ હીરાઓને જડી લેવામાં આવ્યા હતા તેથી તેની ઉપર જેમ જેમ સુર્યના કીરણો પડતાં જતાં હતાં તેમ તેમ તે મ્હેલ ભભુકી ઉઠતો હતો, અને લોહચુંબકની પેઠે જોનારના ચિત્તને પોતા તરફ ખેંચી રહ્યો હતો. તેજ મ્હેલની નીચે તે ગુફા હતી અને તેજ ગુફામાં મૃગ ભરાઇ જઈ બેઠું હતું, અને તેનું માંસ ખાવાની લાલસા માટે તે યુવક પણ ત્યાં ઉભો હતો. ગુફાની અંદર મૃગે પ્રવેશ કર્યા પછી તે ગુફાનું મુખ ગુલાબની ગુંથેલી ચાદરથી ઢંકાઇ ગયું હતું. તે આ યુવક જોઈ શકયો ન્હોતો; અને તેથી તેની ભ્રાન્તીમાં તે ભ્રમીત બની ગયો હતો.

આ ગુફાની સામે એક વીશાળ જગ્યા હતી, અને તે જગ્યા

ઉપર ગુલાબી રંગનો ગાલીચો બીછાવેલ હતો. તેની ઉપર ગુલાબી રંગના અંગવાળી ચાર રસીક રમણીઓ રંગ રસમાં તરબોલ બનીને બેઠીઓ હતી. અને તેમાંથી એક ગુલાબની ચાદર ગુંથતી હતી, બીજી ગુલાબની ચોલી બનાવતી હતી, ત્રીજી ગુલાબનો ચણીઓ તૈયાર કરતી હતી અને ચોથી ગુલાબનો હાર બનાવતી હતી. તે ચારે જણીઓ ઉપર આ યુવકની દ્રષ્ટિ ચોટતાંજ તેના હાથમાંનું ધનુષ અને બરચ્છી નીચે પડી ગયા.

તેની દ્રષ્ટી તેને ખેંચતી ખેંચતી તે ચારે રમણીઓની પાસે લઇ ગઇ; તે જોઇ તે ચારે રમણીઓ તે ગુફામાં અલોપ થઇ ગઇઓ. તેની પાછળ તેની દ્રષ્ટી તેને પાછો ખેંચી લાવી તે ગુફાની આગળ છોડી દીધો. છતાં યુવકને ભાન આવ્યું નહીં; અને બેભાન બની બકવા લાગ્યો કે, અહો મૃગનેણીઓ ! જેમ ગુલાબ વીના આ વાટીકા શોભતી નથી, તેમ તમે નરમૃગ વીના શોભતીઓ નથી ! નરમૃગ વગર તમારો દિવસ કેમ વીતે છે; નરમૃગ વગર તમને કેમ હાસ્ય છુટે છે. જરા આવો,હાસ્યવીનોદનો રંગ જમાવો, તમારા સ્નેહનો અભીલાષી તમારા સ્નેહ વગરના આ મૃગ તમારી આ વાટીકામાં કયારનો તરફડીઆ મારી રહેલ છે તેની શું તમને દયા આવતી નથી ? અહો કોમલાંગીઓ ! તમારા કોમળ સ્વરથી મને પ્રસન્ન ન કરતાં ઉલટો મને કામબાણથી વીંધીને ચાલી ગઇઓ છો તે હું કેમ સહન કરી શકીશ ? તમારા કામબાણથી ઘાયલ બનેલો આ ઘાયલ તમને ઘાયલ કર્યા વગર હરગીજ અહીંથી જનાર નથી.

બાણુ શૈયા ઉપર સુઈને તપશ્ચર્યા કરનાર યોગી પુરૂષ પણ કામનીના કટાક્ષ બાણુથી ઘાયલ બની યોગીપણાને ત્યાગ કરી દે છે, જ્ઞાની પુરૂષ માયાના મોહમાં લપટાઇ જઈને પોતાના સર્વોત્તમ જ્ઞાનને ભુલી જાય છે, તો પછી આ યુવક પોતાના સર્વોપરી સુરાપણાના લક્ષણોને તજી દઇને માયાના મોહ રૂપી કુપમાં પડી તરફડીઆ મારી રહેલો છે તેમાં શી નવાઇ ?

જેની ઉમર લગભગ પાંત્રીસ વર્ષની છે, રંગે ગોરો છે, જેના શરીરનું કદ લાંબું છે, જેની આંખો મ્હોટી છે, અને જેના પહોળા લલાટ ઉપર ભસ્મનું ત્રિપુંડ ખેંચેલું છે, અને જેણે ગુલાબી રંગનું પીતાંબર પહેરેલું છે એવા રંગવાળો એક પુરૂષ અંગોની પુરતીની સાથે ગુફાની બહાર નીકળી આવી ઉભો અને લલકારીને કહ્યું કે, કેમ કરણસિંહ ! શુદ્ધીમાં છો કે બે-શુદ્ધીમાં છો ? જો શુદ્ધીમાં હોત તો મારા પાળેલા મૃગને કદી પણ ઘાયલ કરત નહીં, અને તેની પાછળ આવીને મારી દાસીઓનું તું કદી પણ અપમાન કરત નહીં. એટલો બધો તું બેશરમ કયારથી બની બેઠો છે. બોલ તે બદલ તને શું શીક્ષા કરૂં.

આ શબ્દો કરણસીંહને કાને પડતા કરણસીંહ ચમકયો. અને ચમકતાની સાથે તે સચેત થઇ, પોતાના પડી ગયેલા ધનુષ અને બરચ્છીને પાછા નીચેથી ઉપાડી લઈને કહાકીથી— તેને કહેવા લાગ્યો કે, ' તમારી શીક્ષા લાયક હું નથી, પણ

તમારૂં મૃગ અને તમારી દાસીઓ છે. તેને શીક્ષા ન કરતાં મને શીક્ષા કરવાને કેમ સમર્થ થયા છો? શું મને એક તરણા સમાન ગણો છો? શું મને એક રઝળતાં અને ભટકતાં ભીખારી સરખો સમજો છો? નહીં, નહીં, તેમ સમજી મને તમારો રોફ બતાવશો નહીં, હું તમારા કોપથી કે રોફથી જરા પણ ડરવાનો નથી. જો તમે તમારા મૃગની રક્ષા કરવા ઈચ્છા રાખતા હોતતો તેના ચામડા ઉપર તમારા નામની નીશાની કરીજ હોત, અને આ નીશાનીથી કોઇ પણ શીકારી તેને મારવાનો પ્રયત્ન કરતજ નહીં. જંગલમાં રઝળતાં મૃગોને જોઇ કોણ એવો શીકારી હશે કે તેને જીવતું જવા દેશે. બસ હવે તમને લાજમ છે કે મારા શીકારને મને આપી મારી ક્ષુધાને તૃપ્ત કરો. તેણે મને દુઃખ દેવામાં કાંઇ પણ બાકી રાખ્યું નથી.

**કળાધર**—ઓ બેઅદબ! ચુપ રહે! શું બકવાદ કરી રહ્યો છે. એકતો મારા મૃગને ઘાયલ કરી મારી વાટીકામાં ચોરની પેઠે દાખલ થયો તેના અપરાધ બદલ ક્ષમા ન માગતા સામી અગતી માગણી કરે છે? મુર્ખ શરમાતો નથી. તને તેનાજ માસની ભુખ છે તો તારી ભુખને મટાડવા માટે ચાલ બીજા મૃગનું માંસ આપું છું તે લઈ જા અને ફરીથી તે મૃગનું નામ લેતો નહીં, નહીં તો તને મ્હોટી શીક્ષા કરીશ.

**કરણસીંહ**—અરે ચોરના સરદાર! ભોળા લોકોને ભરમાવી તારી વાટીકામાં લાવી, તેને લુટવા માટે તેં શું આ મૃગ

માણ્યું છે ? અસમર્થોને ફસાવી આ સંસારમાંથી નાબુદ કરવા માટે તેં શું આ વાટીકા બનાવેલી છે ? કરીને તે માણસ સંસારનું સુખ અને પોતાના વૈભવનો ઉપભોગ ન કરી શકે તેટલા સારૂં તેં ચાર રમણીઓને તારી ગુફામાં રાખેલી છે ? તું ખરેખરો કોઇ લુટારો છે અને જગતને લુટીનેજ આવો વૈભવ ભોગવવાને તું સમર્થ થયો છે. પણ યાદ રાખ કે તારી આવી ધુરકીથી હું કદી પણ ડરનારો નથી. માટે તારા પ્રાણની રક્ષા કરવાની ઇચ્છા રાખતો હોય તો એ મૃગને આપી દે તેમાંજ ઠીક છે. (બરછી બતાવીને) નહીં તો આના બલથી લઇશ.

કલાધર—જબાન સંભાળ ! વીચારીને બોલ ! નહીં તો મૃગના માંસને બદલે તારા માંસનો ભોગ પક્ષીઓને આપવો પડશે. આ રાંડી રાંડનું ખેતર નથી પણ સુરાઓના ગાત્ર ગાળી નાખનારાનું ખેતર છે. જો તારામાં લડવાની શકતી હોય તો સરત કર. તું મને જીતતો મારે તને મૃગ આપી દેવું, અને કદાચ તું હારી જા તો, હું જે કહું તે તારે કરવું. બોલ આ સરત તારે કબુલ છે.

કરણસીંહ—(જરા વીચાર કરીને) તારી ઇચ્છાને પુર્ણ કરવા માટે તું જે સરત કબુલ કરાવવા કહીશ તે હું કરીશ. પણ એક ખલની પેઠે સત્યને તજી અસત્યને ગ્રહણ કરવા કદી પણ તત્પર થઇશ નહીં. બેશક હું કહું છું કે એકવાર નહીં, પણ સાતવાર તારી સરત મને કબુલ છે. આવ હવે વખત કેમ લગાડે છે?

**કલાધર**—બહાદુરોની પરીક્ષા કરવાની આ એક કસોટીછે. બોલવામાં કે કઠોરતા બતાવવામાં વીરતા સમાયલી નથી, પણ સામાને શસ્ત્રોથી જીતવામાંજ પરાક્રમીઓનું પરાક્રમ સમાએલું છે. માટે જુએ છે શું ? તારી સમીપતો ઉભોજછું. વાર કર.

**કરણસીંહ**—પહેલાં તું કર.

**કલાધર**—(હસીને) મારો એવો નિયમ નથી કે પહેલો ઘા કરૂં ? પહેલો ઘા કરવામાંજ કદાચ તારી શકતી ક્ષીણ થઈ જાય તો, જે આશાને માટે તું અહીં આવ્યો છે, તે આશા એમની એમ તારા પેટમાં રહી ન જાય, તે માટે હું કરતો નથી. અને તને કરવાને કહુછું. મેં આજ દીન સુધી મ્હોટા મ્હોટા શુરવીરો ઉપર કદી પણ પહેલો ઘા કર્યોજ નથી તો પછી તારા જેવા એક મુંજી ઉપર પહેલો ઘા કરીશ ?

કળાધરના આ છેવટના શબ્દોએ કરણસીંહના ક્રોધને અગ્ની સરખો તપાવી દીધો. ક્રોધાગ્નીથી તપેલા કરણસીંહે દાંત પીસીને બરચ્છીને ઉઠાવીને કળાધરના જમણા અંગ ઉપર ફેંકી. દુશ્મનની બરચ્છીને પોતાના અંગ પર આવતી જોઇને કળાધરે પોતાની બરચ્છીને તે બરચ્છીની સામે ફેંકી, બંનેની બંને બરચ્છીઓ બંનેના જોરથી સામ સામી ટકરો લેવા લાગી, અને ટકરો લેતી અધવચમાં ટુકડા થઇ નીચે પડી ગઈ. પોતાના પહેલા ઘાના હુમલામાં બરચ્છીના કટકા થઈ ગયેલા જોઇને તરત કરણસીંહે ધનુષ ઉપર બાણ ચઢાવીને પોતાના હરીફને બાળી

ભસ્મ કરવાને મુક્યું. પણ પોતાના હાડરીપુનું બાણુ આવે તે પહેલા કળાધરે પોતાના ધનુષ ઉપર ઝેરીમા ઝેરી બાણુને, ચઢાવીને કરણુસીંહના બાણુને વચમાં આવતાં રોકયું, અને તેને વચમાં રોકીને તેના ત્રણ ટુકડા કરી નાખ્યા, અને એક બીજું બાણુ મારીને તેની કમાનને પણ કાપી નાખી. કમાનના કટકા થઇ ગએલા જોઈ કરણુસીંહે તરત મ્યાનમાંથી તરવાર ખેંચી, તરવારને ખુબ અજમાવી, પણ તેની તરવાર અને તેની ઢાલ જોત જોતામાં કળાધરના ઝેરી તીરોના વરસાદથી ભાંગી ભુકો થઈ નીચે પડી ગયા.

હથ્યાર વગરના તેજહીણુ થઇ ગએલા સુરાનો મુખમુદ્રા જોઈને કળાધરે લલકારીને કહ્યું કે, ‘ એ લડવાવાળા ! બહુ હથ્યારને સેવવાવાળા ! હવે તારો શું ઇરાદો છે ? જોયું કે ! મેં કેટલી ઝડપથી તારા શસ્ત્રોને છેદી ભેદી ચીભડાઓની પેઠે ટુકડે ટુકડા કરી નાખ્યા છે.

કરણસીંહ—તેથી થયું શું ! મારા શસ્ત્રોએ મને પુરેપુરી મદદ કરી નહીં તેથી તું ભુંડની પેઠે ભડકી ઉઠયોછે ? માટે ભુંડનો સ્વભાવ મુકી દઈ, શુરાને શોભે તેવો સ્વભાવ રાખીને મારી બીજી સરત કબુલ રાખ, હવે પછી આ સરતમાં જે જીતે તે હારવાવાળાને, જ્યાં સુધી તે જીવે ત્યાં લગી પોતાનો ગુલામ કરી રાખો.

કલાધર—(હસીને) તે પણુ કબુલ છે. હથ્યાર વગરનો તું કેમ કરીને તારા ઉમંગને પાર પાડીશ.

કરણુસીંહ—ઓ ગુમાની ! નથી તો નથી. પણ પુંઠ બતાવીને, ભાગી જતો તો નથીને ? આવી જા, મલ્લ યુદ્ધ મચાવીએ, આ મલ્લયુદ્ધમાં જે હારે તે જીતનારનો જીંદગી પર્યંત ગુલામ બની જાય.

આ સરત મંજુર થતાજ બંને ઝટપટ પોતાના લુગડા ઉતારી લંગોટા બાંધી સામસામા થઈ ગયા. મસ્ત હાથીની પેઠે મસ્ત બની રગડા રગડી કરવા લાગ્યા, એક બીજાને આમથી તેમ ખુબ ઘસડવા લાગ્યા. આ બંનેની જબરી ઘસડા ઘસડીથી ગુલાબોના ફુલોથી ભરેલી વાડીનો કેટલોક ભાગ છુંદાઇ જઈ જમીન ઉપર પથરાઇ ગયો, અને તે ઉપર આ બંને જણ એકમેકને દાવપેચથી ઘસડતાં ઘસડતાં આવ્યા, તેના રંગથી આ બંનેનું શરીર ગુલાબી રંગનું બની ગયું. આવા પ્રકારે એક કલાક સુધી બંનેની જંગી કુસ્તી ચાલી. પણ એક એકને કોઇ જીતી શકયા નહીં. કળાધરે સમો સાચવીને કરણુસીંહને એવી એક જગ્યાએથી દબાવી દઇને, બે હાથથી તેની કમર પકડીને પોતાના માથાની ઉંચાઇથી પણ વધારે ઉંચો લઈ જઇને જમીનપર ચતોપાટ પટકી તેની છાતી ઉપર ચઢી બેઠો અને તેને પુછયું કે, 'કેમ સુંજી ! હવે તું શું કહે છે ?'

કરણુસીંહ—હવે હું તારો સદાનો દાસછું, તારી ઇચ્છામાં આવે તે મુજબ તું મને રાખ.

કરણુસીંહના આવા વીનયપુર્વક શબ્દો સાંભળતાજ કલા-

ધર તેની છાતી ઉપરથી ઉઠી, તેને પણ ઉઠાડી, પોતાની છાતી સાથે ડાબી પોતાની ગુફાની અંદર લઈ જઈને તેને અનેક પ્રકારના તેલ અત્તરોથી નહવરાવી અમૂલ્ય પોશાક પહેરાવી પોતાના સીંહાસન ઉપર બેસાડયો, અને તેની અચ્છી તરેહથી બરદાસ્ત કરીને કહ્યું કે, 'કરણસીંહ ! હું આશા રાખું છું કે, તમે મારાં સાથે મીત્રાચારીનો ઘાડો સંબંધ રાખશો. આ હારથી તમે કોઇ પણ પ્રકારનું દુઃખ તમારા મનમાં લાવશો નહીં.'

**કરણસિંહ**–શુરાઓને ઘેર શુરાઓ શોભે છે, અને શુરાઓને શુરાઓ માન આપે છે, અને તેજ રીતી પ્રમાણે તમે વર્ત્યાં છો તે જોઇ મને પરમ આનંદ પ્રાપ્ત થયો છે. આ આનંદની આવેલી લ્હેરની સાથે કહીશ કે હું હવે તમારો સદાનો દાસ છું, તે વાસ્તે તમે જે કહેશો તે કરવાને હું તત્પર છું. આપ જાણો છો કે ક્ષત્રીય લોકોને પહેલા ધર્મ યુદ્ધ કરવાનું છે તે યુદ્ધમાં હાર જીતનું કાંઇ પણ ઠેકાણું રહેતું નથી. બુદ્ધિમાન આવી હારથી કદી પણ દુઃખી થતાં નથી.

**કલાધર**–તમારા બોલવાનો ભાવાંર્થ મેં પુરેપુરો જાણી લીધો છે. હવે આપ કોઇ પણ પ્રકારની ચીંતા રાખશો નહીં. હું તમારા તરફની મદદ માગું છું અને તેટલા માટે કેટલાએક દીવસોથી હું અહીંઆ રોકાયો છું. મારૂં નામ કલાધર છે. અને હું **વીધાધરી** (જાદુગરોનો) ચક્રવર્તિ છું, જો આપ મદદ કરોતો મારૂં કામ સીદ્ધ થઇ જાય એમ છે. તેના બદલામાં તમને જે જોઇએ તે મારી પાસેથી માગી લેજો.

**કુરણસીંહ**—(ડરીને) આપ એવી વાત કરશો નહીં, તમારા સંબંધી કેટલીક વાતો એક જોષીએ મને કહી હતી, અને ઘણીક વાર મારા કામમાં મદદ કરવાને તે મને વારંવાર સુચવી રહ્યા હતો, પણ તેની ઉપર મારો પૂર્ણ વિશ્વાસ ન હોવાથી તેમ કરવાને મેં ના પાડી હતી. પણ ફરીને તે મારા જોવામાં આવ્યો નથી. છે કે નથી કે ક્યાં ગુમ થઇ ગયો, તે હું જાણતો નથી. ગમે તેમ હો. ગમે તેમ થાઓ પણ તમારૂં કામ કરવાને તૈયાર છું, પણ તેના બદલામાં અગર તમે મને કંઇ પણ દેવાની ઇચ્છા રાખતા હો તો મારૂં રાજ મને પાછું મેળવી દેશો.

**કુલાધર**—શું તમારૂં રાજ, તમારી સત્તામાં નથી?

**કુરણસીંહ**-નહીં, મારા કનીષ્ઠ બંધુએ મારા મંત્રીઓની સહાયતા વડે એક માસ થયાં મારૂં રાજ છીનવી લીધું છે. તેથી લાચાર બની હું જંગલમાં ભટકી મારા દીવસો કાઢું છું.

**કુલાધર**-હવે તમારો કોઈ સાચો સ્નેહી છે કે નહીં?

**કુરણસીંહ**-ખરા વખતને માન આપી દુઃખમાં ભાગ લેનારો મારો નીમકહલાલ સેનાપતી છે. જેની પાસે માત્ર નામના થોડા લડવૈયા છે. તે લડવૈયાથી શું થનાર છે.

**કુલાધર**—હું એમ નથી પુછતો, મારે તો એટલુંજ પુછવું છે કે તે તમારી સાથે લડાઈમાં આવી શકશે કે નહી?

**કુરણસીંહ**—હા, ખુશીની સાથે આવી શકશે.

**કલાધર**—ઠીક છે તો તમે તેનાથી મલીને તેની ફોજ તમારી સાથે લઈને અમરપુર ઉપર ઘેરો ઘાલો. જ્યારે તમારો ભાઇ તમારી સમીપ આવે તે સમે એકદમ પોકારીને કહેવું કે, 'ઓ પૃથ્વી આ ચંડાલનો તું ભોગ લેજે.' બસ પછી જો જો કેવું થાય છે ?

કરણસીંહ—શું તેને પૃથ્વી ગળી જશે ? અગર આપ એટલું કરવાને સમર્થ છો તો પછી સો પચાસના મસ્તકો કપાવવાથી શું પ્રયોજન ? અહીંઆં બેઠે બેઠે તેને પકડી કેમ મંગાવતા નથી.

કળાધર—(હસીને) તમે કંઈ પણ સમજી શકતા નથી. આમ કરવાથી લોકોના મનમાં તમારી તરફથી મ્હોટો ભય ઉત્પન્ન થશે, અને કહેશે કે, પોતાના કોઇ એક મીત્રની મદદથી બેઠે બેઠે પોતાના શત્રુઓને મારી નખાવે છે. બસ પછી તમારાથી લડવાને સર્વે કોઇ ડરશે.

કરણસીંહ—એ તો બધુએ ખરૂં પરંતુ—

કલાધર—પરંતુ એટલે શું ?

કરણસીંહ—મારા ભાઇની જબરી ફોજ, મારી ગણીગાંઠી ફોજને શેરડીના સાંઠાની પેઠે કાપી નાખશે. એજ વાંધો છે.

કળાધર—( હસીને ) મને જણાય છે કે તમે મારા કહેવા ઉપર મુદલ લક્ષ આપ્યું નથી. તમે એક વાર તો તેની ઉપર ચઢાઈ લઈ જાઓ પછી જોઇ લેજો કે ભગવંતસીંહ અને તેની ફોજ શું કરે છે ?

કરણસીંહ——તો હું જાઉં છું.

કલાધર—હા ! હા ! ! જાઓ હું પણ વખતસર આવી પંહોંચીશ.

એટલું કહી આ બંને જણ હસતા મુખડાથી એક એકના ખભા ઉપર હાથ મુકી ગુફાની બહાર નીકળ્યા, અને પોતાની ગુલાબમય વાટીકાની અલૌકિક રચના કરણસીંહને કળાધર બતાવવા લાગ્યો.

આ સમે જેનું શરીર લીલા વાંસ જેવું પાતલું હતું બહુ લાંબુ નહીં તેમ બહુ ટુકું નહીં પણ એક સાધારણ કદના માણસના સરખું હતું. ભભુતી અને લંગોટાથી શરીરને ઢાંકેલું હતું. જેના એક હાથમાં સવાગજ લાંબો લોહનો ચીપીઓ અને બીજા હાથમાં રૂદ્રાક્ષની માળા હતી. જેની આંખો ચારે દિશાને જોઈ રહી હતી. તેવો એક અબધુત શાંત વૃત્તિથી ધીમે ધીમે ચાલતો ચાલતો તે વાટીકા આગલ આવી ઉભો અને નીચે મુજબ કહીને ત્યાંથી ચાલતો થયો. અને પાછું ફરીને જોતા તે અબધુત જોવામાં આવ્યો નહીં. જાતા જાતા તે કહી ગયો કેઃ-

નહીં હૈં તેરા, નહીં હૈં મેરા,
સબ રહેંગા ઇધર હી ડેરા;
કરલે, કરલે, અબ બીચાર તેરા;
કાલને ડાલા હૈં અપના ઘેરા.

આ શબ્દો તેલની પેઠે કળાધરના કાનમાં રેડાતાં કળાધરના કાન ચમકયા તેથી કળાધરના હોસકોસ ઉડી ગયા, અને

તેની મુખમુદ્રા ઉપર કાલાસ રૂપી છાયા છવાઇ ગઇ. કંપવાથી તેનું શરીર ધ્રુજવા લાગ્યું, અને મોતના પડછાયાને તેની આંખો જોવા લાગી. છતાં તે સંબંધી કરણુસીંહને કળ પડવા ન દેતાં કરણુસીંહને તરત ત્યાંથી વીદાય કર્યો. કરણુસીંહને વીદાય કર્યાની સાથે પોતે પણ પોતાની ગુફાની અંદર ઉતરી ગયો. ગુફામાં ગયા પછી તે બોલ્યો કે, ‘ મારી આંખને મોતનો પડછાયો બતાવનારને હું એકવાર શોધી લઇશ. ’ એટલું કહી તે વીચાર રૂપી સાગરમાં ગોથું ખાઈ ગયો. પ્રિય વાચક ! મેં તને આ પાંચમા ભાગમાં કળાધરને ઓળખાવ્યો છે. તેને હવે તું ભુલીશમાં અને તેના જે જે જાદુઇ ચમત્કારો તારા જોવામાં આવે તે તે તારા સ્મર્ણમાં રાખજે, અને તેના ઉપર તારા વીચારરૂપી ઘોડાને છોડી દેજે. પણ તેમ દોડાવતાં જો તું ઠોકર ખાઇ જતો હોય એમ તને લાગે તો તે તારા વીચારરૂપી ઘોડાને તેને ઠામે લાવી પાછો બાંધી દેજે.

વાંચક ! હવે તું સવાલ કરીશ કે આ અબધુત કોણ ? તેનાં ઉત્તરમાં, તને એટલું જ કહીશ કે, તે ખરો અબધુત નહીં, પણ અબધુત વેશે આપણી વાર્તાનો મુળ નાયક ગુણુનીધી છે. વિલાસ સુંદરીની શોધ માટે, કળાધરમાં કેટલું પરાક્રમ છે તે જાણુવા માટે તેણે અબધુતનો વેશ ધારણુ કરેલ છે.

કળાધરથી છુટો પડેલો કરણુસીંહ ક્યાં જાય છે, અને શું કરે છે તે હવે આપણે જોઇએ.

ગુલાબની વાટીકાની બ્હાર પસરી રહેલી ગુલાબની સુ-વાસના લેતો લેતો કરણસીંહ જ્યાં પોતાના ઘોડાને છોડી દીધો હતો ત્યાં આવી ઘોડા ઉપર સ્વાર થઇ સપાટાની સાથે ચાલતો થયો.

આ સમે સુર્યનારાયણ અસ્તાચલ પર જઈ પહોચ્યાં હતાં.

આ ગુલાબની અલૌકીક વાડીથી આઠ ગાઉને છેટે એક જંગલ હતું, અને તેની આસપાસ કેટલાએક ન્હાના મ્હોટા ટેકરાઓ હતા. આ ટેકરાની બાજુમાં વનસ્પતીથી ફુલેલી એક વાડી હતી, તે વાડીમાં સુકા પાત્રાની બનાવેલી એક ઝુંપડીમાં ઝાંખો દીવો બળી રહ્યો હતો, તે દીવાને હાથમાં લઇને એક માણસ ઝુંપડીમાંથી બ્હાર નીકળી વાડીમાં ચોતરફ નજર ફેરવીને પાછો ઝુંપડીમાં જતો હતો. આમ ઘણીકવાર સુધી આવ જાવ કર્યા પછી તે વાડીની બ્હાર નિકળ્યો. એટલામાં કરણસીંહ રખડતો રઝળતો લગભગ રાતના આઠ વાગે વાડીના નાકે આવી ચઢ્યો, તેને જોઇ તે માણસ કરણસીંહના ઘોડાની લગામ પકડી ધીમે ધીમે વાડીમાં દાખલ થઇ ઝુપડી આગળ આવ્યો. કરણસીંહ ઘોડા ઉપરથી ઉતરી પડી ઘોડો તે માણસને સોંપી દઇ ઝુપડીમાં ગેઠો. ઘોડાને ખીલે બાંધી માણસ પણ ઝુપડીમાં ગયો અને કરણસિંહને કહ્યું કે, ‘ હું ચાર કલાકથી તમારી રાહ જોતો બેઠો છું, આજ આપ કયાં ગયા હતાં? મને મ્હોટી ચીંતા થતી હતી કે કંઈ પણ ગડબડ તો થઈ નહીં હોય?

કરણસીંહ—મેઘનાથ! તમારા સીવાય મારી ચીંતા બીજો કોણ રાખશે? ખરેખર આજ એક મ્હોટી આફતમાં

ફસાઇ ગયો હતો, પરંતુ બચી ગયો છું. હમણા તો આ સમે આનંદનો ઉભરો મનમાં સમાતો નથી.

**મેઘનાથ**—શું કાંઈ નવીન વસ્તુ હાથ લાગી ?

**કરણસીંહ**—રાજ્ય.

**મેઘનાથ**—કયાંનું રાજ્ય.

**કરણસીંહ**—વીરપુર.

**મેઘનાથ**—શું સત્ય કહો છો ? શું વીરપુર ઉપર તમારો કાબુ બેસી ગયો ?

**કરણસીંહ**—બેઠો તો નથી, પણ બેસવા સરખો જ છે.

**મેઘનાથ**—ખુલ્લે ખુલ્લું કહી દો, મારૂં મન મુઝાય છે.

આજ સહવારે કલાધરની ગુફામાં જે કાંઈ બનાવ બન્યો હતો તે સર્વે બનાવ કરણસીંહે મેઘનાથને વર્ણવી બતાવ્યો. તેની સાથે એમ પણ કહ્યું કે, ‘ આ વખતે જઇને તેનો સર્વે બંદોબસ્ત કરી લેવો જોઇએ જેથી કાલ સવારનાજ વીરપુર ઉપર ઘેરો ઘાલી શકીએ. ’

કરણસીંહની વીચિત્ર કથાનું કથન કરતાં કરતાં બંને જણા જમવા બેઠા. જમી રહીને બંને જણા ઝુપડીની બહાર નીકળી કોઇ બીજે રસ્તે ચાલતી પકડી.

વાંચક ! આ સમે અબધુત પણ કરણસીંહની વાડીમાં દાખલ થયો હતો, અને કરણસીંહની ઝુપડીની પાછળ સંતાઇને કરણસીંહ અને મેઘનાથ વચ્ચે થયેલી સર્વે વાત સાંભળી લઇનેજ પાછો તેની પાછળ ગયો.

ડુંગરોની અંદર સંતાડી રાખેલા પોતાના બસો માણસોને આ બંને જણા આવી મળ્યા. તેઓને રાતો રાત હથીયારથી સજ્જ કરી વીરપુર તરફ જવા નીકળ્યા. પહો ફાટ્યા પહેલાં વીરપુરને ઘેરો ઘાલી પડયા.

પોતાના કનીષ્ઠ બંધુ પાસેથી પોતાનું વેર વળવા માટે જાદુગરના જાદુઈ વળથી ઉત્સુક બનેલા કરણસીંહે વીરપુર ઉપર તોપનો મારો ચાલુ કર્યો.

તોપના મારાથી ઉંઘમાં પડેલું વીરપુર ભડકી ઉઠયું અને તે ભડકણાનો પોકાર છેક વીરપુરના રાજા ભગવતસીંહના કાન સુધી પહોંચી ગયો.

ભગવતસીંહ તરત હથ્યાર બાંધી મ્હેલની નીચે ઉતર્યો. અને એક હાંકેટાની સાથે પોતાના બહાદુર લડવૈયાને એકઠા કરી વીરપુરના મેદાનમાં આવી શત્રુની ઉપર તુટી પડયો.

ભગવતસીંહ કરણસીંહના લશ્કરને ઘાસની પેઠે કાપવા લાગ્યો. તે જોઈને પોતાના ધણીનું વેર વાળવાના આવેશમાં આવીને મેઘનાથ ભગવતસીંહની ફોજ ઉપર તુટી પડયો અને લલકારીને પોતાના શુરાઓને કહ્યું કે, ‘ બહાદુરો ! પહાડ સરખા કીલ્લાને તોડીને તમારા નામને અમર કરો. આ અવસર ફરી ફરીને મળવાનો નથી.

બીજી બાજુએથી ભગવતસીંહના સરદારે મેઘનાથ ઉપર હલ્લો લઈ જઈને મેઘનાથની ગરદન ઉપર તલવાર મુકીને કહ્યું

કે ! ‘ એ બેશરમાં ! એકવાર તને આ મેદાનમાંથી જીવતો જવા દીધો છે તેથી તું ફરીને તારા રૂધીર માંસનો ભોગ મારી ભવાનીને આપવાને આવ્યો છે? પોતાની ગરદન ઉપર આવેલી ભગવતસીંહની તરવારને ચુકવીને મેઘનાથે તેના માથા ઉપર તરવાર લઇ જઇને તેને કહ્યું કે ! ‘ હે નીમકહરામ ! તારા જેવા નીમકહરામોની ખાલ ઉતારી તેમાં ગધેડાને લોટાવવા, અને મારા ધણી પ્રત્યેનો મારો નીકમહલાલનો બદલો વાળી આપવા માટે તારા મસ્તકની ખબર લેવાને જીવતો રહ્યો છું. સંભાળ તારા મસ્તકને !

પોતાના મસ્તક ઉપર સમરીની પેઠે ફરી રહેલી મેઘનાથની તરવારના સપાટામાંથી ભગવતસીંહના સરદારે પોતાના મસ્તકને બચાવવા માટે કાંઇ બાકી રાખ્યું નહી, પણ અંતે મેઘનાથે તેનું માથું નાળીએરની પેઠે ઉરાડી દીધું, અને સીંહની પેઠે ગર્જના કરતો તેના લશ્કરનો સંહાર કરવા લાગ્યો. પણ ભગવંતસીંહના લશ્કરની મ્હોટી સંખ્યા આગળ કરણસીંહના લશ્કરની સંખ્યા ઘઉંના કાંકરા જેટલી હતી, છતાં ઘઉંના કાંકરા જેટલી સંખ્યાએ મોટી સંખ્યાવાળા લશ્કરની અરધી સંખ્યાને કાપી નાખી. તેના શબોને ઘાસની પેઠે પૃથ્વી ઉપર બીછાવી દીધા હતાં. તે જોઇને કરણસીંહની છાતી ફુલી ગઇ હતી.

ઘઉંના કાંકરા જેટલી લશ્કરની સંખ્યા ઘટતી જતી જોઈને કરણસીંહ પોતાના ભાઇના લશ્કર ઉપર તુટી પડી ગાજરની પેઠે

કાપવા લાગ્યો. કરણુસીંહના આ પરાક્રમથી ભગવતસીંહની ફોજ જમીન ભેગી થવા લાગી, તે જોઇ ભગવતસીંહના ક્રોધનો પાર રહ્યો નહી. ભાલો ઉઠાવીને ઘોડાને પોતાના લશ્કરની વચમાં નાખીને મેઘની પેઠે ગર્જના કરી કે, 'બસ હવે શું જુઓ છો! કેસરીઆ કરો, શત્રુના લોહીના ટીલા કપાળે કરવા, સ્વર્ગની સુંદરીને વરવા, અને તમારા પૂર્વજોની કીર્તિને ગજાવવા, ફરીને એકવાર તમારા એકત્ર બળને એકઠું કરીને તમારા નામને દીપાવો. એક તરણા સરખો જેનો એક પણ કટકો તમારી તરવારને ભાગે આવવાનો નથી તે તરણાથી તમે શું કાયર બની જશો? બહાદુરો! વીરપુરની કીર્તી અને અપકીર્તી એ બંને તમારા હાથમાં છે. પોતાનાં શીર છત્રપતી મુગટમણીના મુખમાંથી આ શબ્દો નિકળવાની સાથે ભગવંતસીંહનાં લશ્કરે લલકારીને કહ્યું કે, 'મારો મારો, કાપો કાપો, શત્રુઓના લોહીની નદી ચલાવો. સુસવાટ કયારનું ધમસાણ મચાવી રહેલ છે તે ભાગી ન જાય તેટલા માટે તેને ઘેરી લઇ તેને ભાલાથી વીંધી નાખો. આમ પોકારો કરતા કરણુસીંહને પોતાના ઘેરામાં ઘેરી લીધો પણ વાહરે કેસરીસીંહ! જેની પર તેનો ઘા ચોટતો તે તો સીધો યમપુરીમાંજ પહોંચી જતો હતો. પોતાની ઉપર પડતા હજારો ભાલાના ઘાનો કંઇ પણ ભય રાખ્યા વગર તે ભાલાવાળાઓના મોંમાંથી છઠીનું ધાવણ ઓકાવતો ઓકાવતો ભગવતસીંહની સમીપ આવીને ઉભો. પોતાની એક ચાલાકી અને યુક્તીથી ભગવતસીંહને ભાલો માર્યો, ભગવતસીંહે ભાલાથી ભાલાને

પોતાના અંગ ઉપર આવતાં અધવચમાં અટકાવ્યો. પોતાના ભાલાને અધવચમાં અટકેલો જોઇને કરણસીંહે તલવાર ખેંચી, ભગવતસીંહની તરફ ફેંકી તે પણ ભગવતસીંહની ઢાલમાં ખુંચી જવાથી ભાંગી ગઈ. હથ્થાર વગરનો કરણસીંહ હવે શું કરે ? ભાલાની અણીઓથી ચારણીની પેઠે તેની છાતી ને પીઠ વીંધાઇ ગઈ તે જોઇને તે લશ્કરના ઘેરામાંથી પાછી પાની કરી ભાગવા લાગ્યો. તેને પકડી પાડવા માટે તેની પાછળ તેનો ભાઈ ભગવસીંહ દોડયો. હવે હું જરૂર પકડાઇ જઈશ એવો ભય તેના મનમાં પેસતાંજ તેણે સીંહની પેઠે ગર્જના કરી કે, 'અહો પૃથ્વી તું ફાટી તારો ભોગ લેજે ? ભોગ લેવા સારૂ તારૂં વિક્રાળ સ્વરૂપ ધારણ કર; અનીતિ અધર્મી કૃત્યોથી વર્તનારને તારા પેટમાં સમાવ; જેના બે હાથમાં બે ખુલ્લી તરવારો રહી ગઈ છે, એવો એક અબધુત ઘોડાને મારતો અને લશ્કરઘેરાને વીખરી નાંખતો ભગવંતસીંહની બાજુમાં આવીને ઉભો. તે જોઈ તમામ લશ્કર અજાયબીમાં ડુબી ગયું, અને એક-એકના મેં જોવા લાગ્યા. બધાની અજાયબીની વચ્ચે પૃથ્વી પણ કડાકો કરતી ફાટી અને પૃથ્વીના વાશાળ પેટમાંથી બે કાળી ભયંકર મુખવાળી આકૃતિ બ્હાર નિકળી. તેમાંની એક આકૃતિ ભગવતસીંહના પ્રધાનને પકડી પાછી પૃથ્વીના પેટમાં સમાઇ ગઈ. અને બીજી આકૃતિ ભગવતસીંહને પકડવા માટે જેવી ભગવતસીંહના ઘોડા પાસે જાય છે તેવી તેને તે અબધુતે તરવારથી કાપી નાંખી. ભગવતસીંહને તેના અશ્વ સાથે લઈને

અબધુત લશ્કરના ઘેરામાંથી જોતજોતામાં અલોપ થઈ ગયો. તે ક્યાં ગયો તે તેઓને કોઇ જોઈ શક્યું નહીં.

આ વીલક્ષણ પ્રકારના ચમત્કારના ભયંકર સ્વરૂપને જોઇને તમામ લશ્કરને કંપારી છુટી, અને હૃદયભેદક કંપારીથી તેઓના હાથમાંના હથ્યારો ટપોટપ પૃથ્વી પર પડવા લાગ્યાં. પણ આનો ખરો ભેદ કોઇ જાણી શક્યાં નહી.

પોતાનો હેતુ સફળ થયેલો જાણી કરણસીંહે લલકારીને કહ્યું કે, 'માથે ધણી વગરના, અને હાથે હથ્યાર વગરના રંડાઇ બેઠેલા બાયલાઓ નિર્ભય થાઓ. તમારો બાયલો રાજા, તમને બાયલા બનાવીને આ સળગી રહેલા દાવાનળમાં પડતાં મુકીને આ રણસંગ્રામના મેદાનમાંથી જીવ લઇને છટકી જવા પામ્યો છે, તેને તમે જીવતો છે એમ ન સમજતા, મુવેલો છે એમ સમજજો. તમે શુરા અને તપોબળના તેજથી તપી રહેલા સીંહણરૂપી ક્ષત્રાણીજાયા સીંહોરૂપી ક્ષત્રીઓના છત્રરૂપી છાયા તળે રહી શુરાપણાને દીપાવવા માગતા હો તો હું તમારા પ્રાણના રક્ષણોનું તમને અભયવચન આપી તમને તમારા હથ્યાર પાછા સોંપી છોડી દઇશ, અને જો તમે તેમ ન કરતાં આ રણસંગ્રામના મેદાનમાંથી તમારા બાયલા રાજાની પેઠે બાયલા બની પીઠ બતાવી ભાગી જવાનો યત્ન કરશો તો હું તમને જીવતા રહેવા દઇશ નહી.

પોતાના રાજાને રણના મેદાનમાંથી ભાગી ગયેલો જાણી

નીરૂપાય, લાચાર અને આધાર વગરના નિર્બલ બનેલા લશ્કરે મહા કષ્ટ અને ભયથી ઉત્પન્ન થયેલી વેદનાથી થતી પીડાને સહન કરીને કરણસીંહના રાજવાવટાને સાત વાર શીર નમાવી પોતાના પ્રાણોના રક્ષણોના અભય વચનોની માગણી કરી. તે માગણી કરણસીંહે સ્વીકારી તમામ લશ્કરને અભય વચન આપી તેમને તેમના પડી ગયલા શસ્ત્રો ફરીને નીચેથી ઉપાડી હાથમાં ગ્રહણ કરવાની પરવાનગી આપી.

ભગવતસીંહના લશ્કરે પોતાના હથ્યારો ઉપાડી લઇને કરણસીંહના વીજયનો જયઘોષ કર્યો.

કરણસીંહ તમામ લશ્કરની સરદારી પોતાના નીમકહલાલ અને વૃદ્ધ સરદાર મેઘનાથને આપી પોતાના વીજયનો જય ઘોષ કરતાં કરતાં પોતાના રાજમ્હેલ આગળ ગયો, અને ગામમાં બદમાસો પ્રજાને પીડે નહી, તેનો બંદોબસ્ત કરવાની સત્તા મેઘનાથને આપી. કરણસીંહ રાજમ્હેલમાં જઇ બેઠો.

પ્રિય વાંચક! હવે આપણે કરસીંહને વીરપુરની વ્યવસ્થા કરવા દઇએ અને તેની તે વ્યવસ્થા કરી રાજવૈભવ ભોગવવાને નિવૃત થાય નહીં ત્યાં સુધી, ભગવતસીંહને લઇને અબધુત ક્યાં ગયો તેની શોધમાં નીકળશું.

ભગવંતસીંહ! ભગવતસીંહ! શુદ્ધિમાં આવ! તારી બંધ થયેલી ચર્મ ચક્ષુઓને ઉઘાડ! અને જો તું ક્યાં છો? તારી સમીપ કોણ ઉભો છે! તેને તું ઓળખ! તેને તુ પુછ કે તું

મને અહીં શા માટે લાવ્યો છે? હજારોના માથા કાપતી વખતે તને મુર્છા આવી નહીં, તારૂં હૃદય કંપ્યું નહી, તને ભય ઉત્પન્ન થયો નહીં, અને આ વખતે, આ નીર્ભય સ્થાનમાં તને કેમ મુર્છા આવી છે, કેમ ભય ઉત્પન્ન થયો છે તે તું મને સમજાવ. મુખથી સમજાવતા તને શરમ લાગતી હોય તો તારા હાથના ઇસારાથી સમજાવ, હું તે સમજી શકીશ, અને તારો સર્વ હેતુ સમજી લીધા પછી હું તારી મુર્છા ઉતારી શકીશ, તારા ભયને દુર કરી શકીશ. પણ એક વખતે તું જવાબ દે. એક વખતે તું તારી આંખને ઉઘાડી મારી આંખને જો, હું તારો કટો વેરી નથી, હું તારા પ્રાણનો નાશક નથી, હું તારા રાજનો ભોકતા થવાની ઇચ્છાથી તને અહી લાવ્યો નથી, પણ તું જાદુગરની તીલેસ્માતી જાલમાં સપડાઇ ન જાય અને તારૂ રાજ તને પુનઃ પ્રાપ્ત થાય તે હેતુથી તારા જતા પ્રાણનું રક્ષણ કરી તને અહીં લાવ્યો છું, તેને શું તું તારો વેરી સમજે છે? નહીં, નહીં, તેને તું વેરી સમજીશમાં પણ તેને તું તારી અંતની ઘડી સુધાનો ખરો મીત્ર સમજજે. હા! હા! હું સારી પેઠે સમજું છું કે આ સમે તને તારા રાજનો, તારી સમૃદ્ધિનો, તારા વૈભવનો, અને તારી સેનાનો નાશ થવાથી, તેની તને મુર્છા આવી છે. તેના દુખથી તું બેશુદ્ધ બની ગયો છે. પણ તે તારી માન્યતા, સર્વે ખોટી છે, તેં જે ભોગવ્યું છે, તે તું ભોગવીશ. તેં જે જોયુ છે, તેજ તું પાછું જોઇશ. એ સર્વેનો નાશ થયો નથી અને થશે પણ નહીં, એ તું અંતઃકરણપુર્વક સત્યજ માનજે.

અબધુતના આ અસરકારક બોધથી ભગવતસીહંને કંઇક પણ અસર ન થવાથી અબધુતે તરત જલ લાવી ભગવતસીંહ-ની આંખ ઉપર એક ક્ષણ સુધી છાંટયા કરવાથી ભગવતસીંહ-ધીમે ધીમે શુદ્ધિમાં આવતો ગયો. પુર્ણ શુદ્ધિમાં આવ્યા પછી ભગવતસીંહે અબધુતને કહ્યું કે, 'અહો પ્રાણદાન દેનાર અ-બધુતજી, મારા રાજનો, સમૃદ્ધિનો, વૈભવનો, બલનો, પરાક્રમનો સૈનાનો, કીર્તીનો, ક્ષત્રીવટનો અને ટેકનો નાશ થવાથી મને મુર્છા આવી નથી, પણ પૃથ્વી તારો ભોગ લે એ શબ્દો મારા બંધુના મુખમાંથી નીકળતાની સાથે પૃથ્વી ફાટી અને તેના પેટમાંથી બે આકૃતિ નીકળી, તેમાંની એક મારા પ્રધાનને લઇને પુથવીમાં સમાઇ ગઇ, અને બીજી જેવી મને લેવા આવી તેવી તેને તમે કાપી નાખી તેમજ મને મુર્છા આવી છે તેનાજ ભયથી હું બેશુદ્ધ બની ગયો છું તેથી વીરતત્વપણું નષ્ટ થઇ ગયું છે, બુદ્ધિ ક્ષીણ થઇ ગઇ છે. હાય ! હું તેનો પડછાયો અહીંયા પણ જોઉછું, તેમને પોતાની આંખો બતાવીને ડરાવી રહી છે. માત્ર અહી સુધી તે આવી મારા પ્રાણ હરી શકતી નથી. તેનું કારણ આપજ છો.'

અબધુત–ભગવતસીંહ ! એ જાદુના જોરનો પડછાયો છે. તે ધીમે ધીમે નષ્ટ થતો જશે, માટે તમે સાવધ થઇ તમારા ભયને દુર કરો.

ભગવતસીંહ–અબધુતજી ! એવા જાદુના જોરથી માણસ

સરખા માણુસને પૃથ્વી ફાડીને પૃથ્વીમાં લઈ જનાર એવો જબર-દસ્ત જાદુગર કોણ છે ? કે જે તેની મદદ લઇને મારી આવી દશા કરવાને સમર્થ થયો છે, શું તે જાદુગરને તમે વશ કરવાને સમર્થ નથી ? હું કહું છું કે તમે પુરાં સમર્થ છો, મને પ્રાણ-દાન આપ્યું છે, તો શું પછી મારૂં રાજ, મારી સમૃદ્ધિ અને મારો વૈભવ મને ફરીને પ્રાપ્ત નહી કરાવો ? મારા જીવનનો, મારા સુખનો, સર્વ આધાર તમારી ઉપર છે. હવે હું તમારી સેવા કરીશ, તમારી આજ્ઞાને પાળીશ, અને અહોનીશ તમારી પાસે રહીશ. પણ એકવાર મારા વેરીને, અને તેનો મદદ કર-નારને જીવતા પકડી મારી નજર સમીપ તેના મસ્તકોને છેદવાની મારી ઉપર કૃપા કરશો તો હું **તમારો આધાર**, તમારો સદાનો સેવક બનીને રહીશ.

**અબધુત**—ભગવતસીંહ ! આ જગતમાં જે કાંઇ થાય છે તે એક એકના સ્વાર્થના અંગેથીજ થાય છે. જો જાદુગરનો સ્વાર્થ નહોત અને તમારા ભાઇનો સ્વાર્થ હતતો, શું જાદુગર તમારા ભાઇને મદદ કરત ? નહીં. તોપથી તમારો ભાઈ ગણ્યાગાંઠયા જેટલા લશ્કરથી તમને જીતી શકત ? નહીં. પણ જાદુગરને તમારા ભાઇ પાસેથી કાંઇક પણ કાર્ય કરાવવાનો સ્વાર્થ હતો તે સ્વાર્થને માટે તે જાદુગરે તમારા ભાઇને મદદ કરી હતી. તે સ્વાર્થ શું હતો ? તે હું અને તમે જાણી શકયા નથી; તેનો તે સ્વાર્થ આપણે જાણી શકીયે નહી, અને જાણવાની કંઇક પણ

મુકતી કરીએ નહીં. મને તમે કોઈ શકતી, અથવા કોઈ શ-
કતીનો અંશ સમજતા નહીં, પણ મને એક રખડતો રઝળતો
બાવો જ સમજજો. તમારા સ્વાર્થ માટે તમે જેવી રીતે મારી
મદદ માગો છો, તેવીજ રીતે મારા સ્વાર્થને માટે તમે તમારા
તન મન અને ધનનો ભોગ આપવા તત્પર રહેશો તો અવશ્ય
તમારો સ્વાર્થ તમને ફળીભુત થયા વગર રહેનાર નથી. તમે
મને સવાલ કરશો કે, આ જગતમાં તમારા જેવા અબધુતનો
શું સ્વાર્થ હશે ? તેના ઉત્તરમાં હું એટલું જ કહીશ કે સ્વાર્થ
રાખ્યા વગર પરમાર્થ થઈ શકતું નથી. કેવળ આપ સ્વાર્થ
માટે જે મનુષ્ય યત્ન કરે છે, તે યત્ન દુખદાયક છે. પણ જે
મનુષ્ય સ્વાર્થ સાથે પરમાર્થ કરવાનો યત્ન કરે છે તેજ
સુખદાયક છે.

**ભગવંતસિંહ**—આપનું કહેવું સત્ય છે. કેવળ આપસ્વાર્થ
માંજ સુખ સમજનાર મનુષ્ય આ લોકમાં પોતાનું શ્રેય કરી
શકતો નથી, તેમ પરલોકના સુખનો સુવાસ પણ લઈ શકતો
નથી. આપનો સ્વાર્થ ગમે તેવા પ્રકારનો હોય, તે પુછવાને મારો
ધર્મ નથી, છતાં મારા આપસ્વાર્થને માટે, જો કે તેમાં મુદલ
પરમાર્થ જેવું તમને અને મને લાગતું નથી, પણ મસ્તકમાં
ભરાયલા ઝેરી પવનથી વીકાળ બનેલા શરીરના વીકારોને સ-
માવવા માટેજ સ્વાર્થબુદ્ધિ રાખવી પડે છે. હું અંતઃકરણ-
પૂર્વક કહું છું કે આ શરીરરૂપી હંસ બીરાજે છે, ત્યાં સુધી
તમારો અંગભુત બની તમને સહાય કરતો રહીશ.

**અબધુત**—સાબાશ છે વીરરત્ન તારી દ્રઢતાને ! મને જોઈએ તો રખડતો બાવો સમજજો, જોઈએ તો આપસ્વાર્થી સમજજો, પણ એટલું તો યાદ રાખજો કે, મારા અંગભુત થઈ રહેલા, તમારા શરીરને, અને તમારા શરીરરૂપી મંદીરમાં બીરાજેલા જીવરૂપી હંસને કોઈ પણ પ્રકારનું દુઃખ પામવા દઈશ નહીં. ભગવતસીંહ ! આ ક્ષીણ થયેલા કીલ્લાની અંદર આપણે નીર્ભયથી રહી શકીએ એવી એકાદ ગુફા છે ?

**ભગવતસીંહ**—એક નહીં, પણ ત્રણ છે.

**અબધુત**—એ ત્રણ એક એકથી જુદી છે કે એક એક સાથે સંબંધ ધરાવે છે ?

**ભગવતસીંહ**—ત્રણે જુદી જુદી છે, અને ત્રણેના મુખો જુદી જુદી દીશાના જુદા જુદા ખુણામાં આવેલા છે.

**અબધુત**—આ ત્રણે ગુફામાંથી કઈગુફા,કયાંસુધી લંબાઇ છે?

**ભગવતસીંહ**—આ ત્રણે ગુફામાંની જે વચલી ગુફા છે તેનો છેડો છેક મારા મ્હેલની અંદર સુધી ગયેલ છે.

**અબધુત**—તેજ મ્હેલમાં તમારો ભાઈ, કરણસીંહ હમણાં રહેશે કે ?

**ભગવતસીંહ**—હા તેજ મ્હેલમાં રહેશે.

**અબધુત**—તમારો મ્હેલ કયા અને કેવી પ્રકારના સાધણોથી રક્ષાયેલો છે ?

**ભગવતસીંહ**—મારો મ્હેલ તીલસમાતોથી રક્ષાયલો છે.

**અબધુત**—તે તીલસમાતોથી તો તમે માહીતગાર છો?

**ભગવતસીંહ**—હા.મારો મ્હેલકેવળ તીલસમાતોથીજ રક્ષાએલો છે. ગમે તેવો દુશ્મન બળીઓ હોય તોપણ તે આ તીલસમાતી મ્હેલને સરકરી શકતો નથી.

**અબધુત**—ત્યારે કહોની કે આ તમારો આખો પ્રદેશ તીલસમાતોથીજ બનેલો છે?

**ભગવતસીંહ**—બેશક કેમ નહીં?

**અબધુત**—એમ છે તો પછી તમે, તીલેસમાતો ગોઠવવાની, અને તેને તોડવાની વીદ્યા શીખ્યા હશો.

**ભગવતસીંહ**—જો કે મેં તેનો ઝાઝો અભ્યાસ કર્યો નથી; તેમ તેનો અભ્યાસ કરવાની મને રૂચી પણ થતી નથી કારણકે તીલસમાતો ગોઠવવા અને તોડવાની વીદ્યા એક સરખી નથી. પણ જુદા જુદા પ્રકારની હોવાથી, મેં તેનો અભ્યાસ કરવાને છોડી દીધું હતું.

**અબધુત**—એ પણ તમે એક વાતે ઠીક કીધું. પણ તમારા મ્હેલમાં કેવી રીતે તીલસમાતો ગોઠવવામાં આવેલા છે તે સર્વે મને બરાબર બતાવી શકશો?

**ભગવતસીંહ**—મને તે તીલસમાતો કોઇને નહી બતાવવાને, તે તીલસમાતો ગોઠવનારે વચનથી બાંધી લીધેલો છે. તો પછી હું કેવી રીતે તમને બતાવી શકું?

**અબધુત**—હું તમારા વચનને ભંગ કરવાની તમને ફરજ પાડી

શકતો નથી, પણ એટલી તો ફરજ પાડીશ કે તમારા મ્હેલમાં તો મને લઇ જવોજ પડશે.

**ભગવતસીંહ**—કરણસીંહ તમને અને મને જોઇ ન શકે તેની જોખમદારી તમારે માથે તમે લેતા હો તો હું ખુશીની સાથે મારા મ્હેલમાં તમને દાખલ કરી શકીશ.

**અબધુત**—તેની તમારે તલભાર બીક રાખવી નહીં. ચાલો રાત પડી ગઇ છે. કરણસીંહ પણ મ્હેલમાં આવી કંઇ નવી જુની ઉઠલાવવામાં, એ બંને જણાં કંઇક ગડમથલ કરી રહેલાં હશે, તે જાણવાની ઘણી જરૂર છે. જો ત્યાં જતા કંઇક વાર લાગશે તો આપણને ફરીને એક જબરૂં ગોથું ખાવું પડશે. માટે ગોથું ખાવું ન પડે, અને તેઓની તર્કવીતર્કવાળી યુક્તીનો ભોગ થઈ ન પડીએ તેટલા માટે હવે વીલંબ ન કરતાં ત્વરાથી ચાલો. એટલું કહી આ બંને જણ તે ગુફામાં દાખલ થયાં.

---

## ચમત્કાર નવમો.

### સંભોગ કર, નહીં તો તારા રૂધીરથી મારૂં ખપ્પર ભરીશ.

જેમાં મુદ્દલ પવનનો સંચાર નથી, પ્રકાશ નથી, જેમાંથી દુરગંધ બહુ નીકળી રહેલી છે, અને એક માણસની પાછળ બીજો માણસ ચાલી શકે એટલી ગુફા પહોળી છે, અને તેની અંદર અસંખ્ય ઝેરી જીવો અહીંથી તંહી દોડી રહેલાં

છે, એવી આ ગુફામાં આ બંને જણુ દાખલ થયાં, ફેલાઇ રહેલી દુરગંધને લીધે તેઓનું મગજ ફરવા લાગ્યું, શ્વાસ રૂંધાવા લાગ્યો, અને પ્રાણુ કંઠ સુધી આવી અટકયો. આ જોઇ તેઓએ પોતાના મોઢાઓ લુગડાથી બાંધી લઇને, ધીમે ધીમે એક એકને હીંમત આપતાં આગલ ચાલવા લાગ્યાં, ખરેખર રીતે જોતાં આ ભયંકર ગુફામાં આ બંને જણુજ ધીરજ રાખી પ્રાણુની કે ભયની જરા પણુ દરકાર ન કરતાં ગુફામાં આગળ વધ્યા જતાં હતાં. જો આ સમે તેને ઠેકાણે કોઇ કાચી છાતીવાળા પુરૂષો હત તો તેઓનો તો ત્યાંજ પ્રાણુ નિકળી જાત. જાણે તેઓ દુઃખ સહન કરવાને કેમ સરજેલા ન હોય ? અને તે સહન કરવાને અર્થે જ આ ગુફાની અંદર દાખલ કેમ થયા ન હોય ? એમ તેઓની મુખમુદ્રાઓ સાક્ષી આપી રહી હતી. સ્વાર્થ સાથે રહેલા પરમાર્થને અંગે પોતાના સુખનો ભોગ આપવાને માટે જેણે પોતાની જીંદગીની પરવા રાખી નથી, અને તે માટે જેણે અનેક દુઃખો સહન કરેલા છે, અને હવે પછીથી શા વીપત્તીઓ આવી પડશે તેનો જેણે મુદલ વીચાર કર્યો નથી, અને આવા દુઃખો સહન કરી સ્વાર્થ સાથે રહેલા પારમાર્થીક કાર્ય પુર્ણ કરવા માટે જેણે છેવટ સુધીની પ્રતિજ્ઞા લીધી છે, તે શું આવા નિર્જીવ કષ્ટથી કંટાળી જઈ, અથવા ભયભીત બની જઇને પાછી પાની ભરવાને કદીપણુ ઉન્મત બનત ? જે પુરૂષો સાહસકર્મ કરવાને દેશ છોડી બહાર નિકળે છે, તે પુરૂષો છેવટની ઘડી સુધી પોતાની પ્રતિજ્ઞાને પુર્ણ રીતે

વળગી રહે છે, તેજ પુરૂષ જય મેળવી શકે છે, તેજ પુરૂષ સુખ સંપતી અને સંતતીને મેળવી શકે છે, અને તેજ પુરૂષ આ જગતમાં કીર્તિનો કોટ ચણી શકે છે. પણ જે પુરૂષો ઘરમાં બેસી મોતીના ચોકો પુરવામાંજ મોજ સમજે છે તે પુરૂષો આ જગતમાં પોતાનું અને બીજાઓનું કદી પણ કલ્યાણ કરી શકતાં નથી.

જેણે સ્વાર્થને અંગે રહેલા પરમાર્થ કરવા માટે અબધુતનો વેષ ધારણ કરેલ છે, તે પોતાના સુખની, પોતાની જીંદગીની કદીપણ દરકાર રાખતો ન્હોતો, તે તો એમજ સમજતો હતો કે, એકવાર આ દેહ પડવાનો છે, તો પછી શા માટે જનહીત કાર્ય કરવું નહી ? તો પછી શા માટે દુષ્ટોને દમવા નહી ? તો પછી શા માટે મનની કલ્પનાઓ દોડાવી સ્વધર્મ-ણનો સત્ય માર્ગ શોધવો નહીં ? આજ તેનો દ્રઢમાં દ્રઢ સંકલ્પ હતો, અને તે સંકલ્પની ગાંઠ તેણે એવી સરસ રીતે પોતાનાં અંતકરણની સાથે બાંધી હતી કે તે કોઇ પણ પ્રકારથી તુટી શકે એવી ન્હોતી, તે સંકલ્પરૂપી ગાંઠને વધારે મજબુત કરવા માટે તે જે વીચાર કરતો હતો, તે વીચાર ગમે તેવી આફતો માથે આવી પડવા છતાં પાછો ફેરવતો નહોતો.

આ જીવલેણ, હૃદયભેદક અને ત્રાસદાયક ગુફાનું કષ્ટ માથે આવી પડવા છતાં, તેની તલભાર પરવા ન કરતાં, અને અરેરાટીના શબ્દોનો ઉચ્ચાર ન કરતાં, કાંપતા શરીરે, ડચકાં ભરતાં ભરતાં, ધીમે ધીમે ઠોકરો ખાતાં, અને એક બીજા સાથે

અથડાતાં અથડાતાં એકની પાછળ એક, પગલા ભરતાં, ગુફાની અંદર કુચ કરવા લાગ્યાં. આ કુચ કરતી વખતે જેઓનાં પગમાં, જેઓના શરીરોની ઉપર અને માથા ઉપર કંઇક ઝેરી જનાવરો વીંટલાઈ ગયા હતાં, અને જેના ઝેરી ડંખોથી, જેઓનું શરીર સુઝીને બેડોળ બની ગયું હતું, અને જેથી તેઓને જે અસહ્ય વેદના થઈ રહી હતી, છતાં નીડર બની, નીરભયતાથી કંઇ પણ આંચકો ખાધા વગર ઓ હરી ! ઓ શકિત ! તેં મારી લાજ રાખી છે, અને હમણાં પણ તું રાખજે, તેં મારો હાથ ઝાલ્યો છે, તે તું મુકીશ નહીં. એવો મારો તારી ઉપર પુર્ણ વીશ્વાસ છે, તારા વિશ્વાસ ઉપર મારી જીવન દોરી લટકેલી છે. તે તું જાણે છે, સમજે છે. આ જગતમાં તુંજ સત્ય છે, તારા સત્યના આધાર ઉપર આ પૃથ્વી ઉભેલી છે. ઓ હરી ! ઓ શક્તિ ! તું મને ચહાય છે, તારો મારી ઉપર પુર્ણ પ્રેમ છે, તે પ્રેમથી હું આ જગતમાં અત્યાર સુધી સુખે રહેવા પામ્યો છું, તે તું જાણે છે. ઓ હરી ! ઓ શક્તી ! આ ગુફામાં તું પણ મારી રક્ષા કરજે. હું તને શું કહુ ! તું મારા અંતઃકરણની સઘળી વાતો જાણે છે. મારી તે વાતોને પુર્ણ કરવા તારા સીવાય બીજો કોણ સમર્થ છે. તુંજ સમર્થ છે. બીજાઓને હું અસમર્થ સમજું છું.

આ પ્રમાણે અબધુત પ્રાર્થના કરતો કરતો ગુફાના મધ્ય ભાગમાં આવી પહોંચતાં જ તેઓની આંખે નહી જેવો કંઇક ઝાંખો ઝાંખો પ્રકાશ પડવા લાગ્યો, અને તે ઝાંખા ઝાંખા

પ્રકાશના તેજથી તેઓની બંધ થઇ ગયેલી આંખો જરા જરા ઉઘડવા લાગી, પણ તેઓ તે પ્રકાશના તેજથી તે ભયંકર ગુફાને બરાબર જોઇ શકયાં નહીં, અને તેની કલ્પના, પણ કરી શકયા નહીં. તે ઝીણા પ્રકાશનાં તેજથી કેટલીકવાર તેની આંખો કંઇક નવીન ચમત્કાર જોતી હતી, તો કેટલીકવાર છાતી સામે ઉભેલા મ્હોટા પહાડોને પણ જોતી હતી.

આ પ્રમાણે કેટલીક ક્ષણ સુધી તેઓની આંખોએ શું શું જોયું, અને તે માટે તેઓએ શું શું વીચારો કર્યા, તેનું તેઓને જરા પણ ભાન રહ્યું નહીં, અને કીડીના પેઠે ચાલવા લાગ્યા.

આ જોઈ અબધુત ફરીને પોકારી ઉઠયો કે ! 'ઓ હરી ! ઓ શક્તિ ! દયા રાખ ! દયા રાખ ! હવે મને રંજાડ માં ! હવે મને આવો ભય બતાવ માં ! મારી કસોટી તું કરી ચુકી છો ! અને હજી કાઢવામાં કાંઇ બાકી રહી ગઇ હોય તો તે કાઢ. તારી મરજી ! તારી લીલા ગહન છે, તે જાણનારજ જાણે છે. તારી ઇચ્છાની બહાર હું સુદલ જઇશ નહીં. હું તો મારા પ્રાણ તને અર્પણ કરી ચુકયો છું, ગમે તો રાખ, ગમે તો ખેંચી લે. તારી અગાધ શક્તિ આગળ હું અસમર્થ છું. તને શું કહી શકું. હું પામર, હું અજ્ઞાન, અબુધ, તેનામાં બુદ્ધિ કેટલી હોય તે તું સારી પેઠે જાણે છે, તો પછી શા માટે આ સમયે મને આવો ભય બતાવે છે. ગમે તેટલું તું દુઃખ મારી ઉપર નાખીશ, તે હું સહન કરીશ, છતાં તારી અવ-

ગણુના તો કદી પણ કરનાર નથી. તને કદી પણ વીસરનાર નથી, તને તો મેં મારા હૃદય રૂપી કમલ ઉપર મારા અધીષ્ઠા રૂપે સ્થાપેલ છે. તું શું તે જાણતી નથી? ઓ હરી! ઓ શક્તિ! મને બચાવ! મારી હરાઈ ગયેલી શકિતને પાછી બળવાન બનાવ. મારા હરાઇ ગયેલા બળને પાછું પુષ્ઠ બનાવ, ઓ હરી! ઓ શક્તિ! હું તારે શરણે છું! હું તારે ચરણે છું! મારી રક્ષા કર?' આવી રીતે હરીનું સ્મર્ણ કરતો અમધુત પોતાના સંગાથી સાથે ગુફામાં ચાલ્યો જાય છે.

જેનું સ્વરૂપ ચંદ્રના તેજ જેવું છે, જેનું શરીર શેરડીના સાંઠા જેવું છે, જેના બાલ માથાથી તે પગની પેની સુધી લટકી રહેલા છે, જેના કંઠમાં પુષ્પોની માલા લટકી રહેલી છે, જેનું શરીર પીળાં પીતાંબરથી ઢંકાએલું છે. અને જેના એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ખપ્પર રહેલું છે. તે કોઇ નવયોવના સુંદરી આંખોને નચાવતી, મુખને મલકાવતી ઝાંઝરોનો રણુકો કરતી, મૃગનેણીની પેઠે ચાલતી આ બંને જણાની સમીપ આવી ઉભી રહીને કહ્યું કે, 'સણુર! ઓ મુર્ખો! ઓ ગરવીષ્ટો! ઉભા રહો. ઉદ્ધત બની આગળ કદમ ભરશો નહીં. ઓ બેશરમ! ઓ નીરલજો! આ અંધારી રાતે, આ અંધારી ગુફામાં દાખલ થઈ કોનો મ્હેલ લુટવા જાઓ છો? ઓ નાદાનો! મારી સત્તાનો ભંગ કરી મારી આ ગુફામાં કેમ દાખલ થયા છો, તેનો તમે કાંઇ પણ વીચાર

કર્યો નહી? તમારા આ અપરાધ બદલ તમને શીક્ષા કરવાને આવી છું! માટે બેસી જાઓ! તમારા હથ્યારને મારા પગ આગળ મુકી દો! અરે તમે કેટલા બધા નીચ, કેટલા બધા ક્રૂર, અને કેટલા બધા ઘાતકી છો, તેનો શામાટે વધ કરવો નહિ. તેનો વધ કરવામાં શું દોષ છે. ઓ પાપીઓ! તમે કરણસીંહ અને કળાધરનો નાશ કરવાને કરણસીંહના મ્હેલમાં દાખલ થવા માટેજ આવું ઘોર કૃત્ય કરવાને ઉન્માદ બન્યા છો. તેથી શું તમારો પાપી હેતુ પાર પાડી શકશો? ઓ લુટારાઓ, તમારા તે પાપી હેતુને હું કદી પણ પાર પાડવા દઇશ નહીં; અહીંયાજ તમારા પ્રાણ લઇશ! ઓ અબધુત! તારી ઇચ્છા શી છે! તારી કલ્પના શી છે! તારો સ્વાર્થ શું છે! તે સર્વે હું જાણું છું! પણ તે તારી ઇચ્છા, ને તારી કલ્પના, અને તે તારો સ્વાર્થ તારા પ્રાણની સાથે જશે. પણ નહીં, હું તમારા જેવી એકદમ નિર્દય નથી, માટે જો તું અબધુત! તારૂં કાર્ય સફળ કરવા ઇચ્છતો હોય તો, મારી સાથે સંભોગ કર, અને સંભોગ કરવાની તને ઇચ્છા ન હોય તો, તારા રૂધીરથી મારૂં ખપ્પર ભરી દેવાને તત્પર થઇશ તો, હું તમારો કદી પણ નાશ કરવાને તત્પર થઇશ નહીં! ઓ અબધુત! એક વાર મારી સાથે સંભોગ કર! અને પછી જો કે તારી વીલાસ સુંદરી તને પ્રાપ્ત થાય છે કે નહીં? તું મને બહુ પ્રિય લાગે છે, અને તે પ્રીયતાને લીધે હું તારા

ઉપર મોહીત પડી છું. એક વાર તારા ઉછરંગ ઉપર બેસાડી મારા અધરામૃતનું પાન કરી મારા શરીરનો લ્હાવો લે. પછી જોઇ લે કે તારો કલાધર તારે ચરણે આવે છે કે નહીં! માન વ્હાલા માન! સમજ આંખોના તારા સમજ! હૈયાર હાર સમજ, માથાના મુકુટ આવો સમય તને મળનાર નથી. તારા રૂધીરથી મારૂં ખપ્પર તું ભરી મને રીઝવી શકીશ નહીં, પણ સંભોગથીજ તું મને રીઝવી શકીશ, બોલ શી ઇચ્છા છે તે જણાવી દે.'

જેની આવી નિર્લજ માગણીથી તેના શરીરમાંનું રૂધીર તપી ગયું હતું, તેના શરીર ઉપરના રૂવાડા ઉભા થઈ ગયા હતા, અને જેના હાથમાંની તરવારો ધ્રુજી રહી હતી, તેમાંનો એક જે અબધુત વેષમાં હતો તેણે કહ્યું કે, 'ઓ પીશાચણી! આવી નિર્લજ માગણી કરતાં તારી જીભલડી કપાઇ કેમ જતી નથી? ઓ નર પીશાચોના નર્કની ખાણમાં પડી તડફડીઆ મારનારી આવી દશાને તું પ્રાપ્ત થઇ છે, તેનું તને ભાન નથી. ભાન રાખ! મને એવો ધારીશમાં, મારામાં તે દુષ્ટવાસના નથી. હું બ્રહ્મચર્ય પાલનાર છું, તેનું સેવન કરનારો છું, તે બ્રહ્મચારીના વૃત્તને નષ્ટ કરવા આવી છું, પણ તારાથી થઇ શકે એમ નથી. હું આ જગતની સર્વે સુંદરીઓને માતા તુલ્ય ગણું છું. તું શું, પણ તારા જેવી અનેક સૌન્દર્યવાન સુંદરીઓ કાં આવીને ઉભી રહેતીઓ નથી, પણ

હું ડગનાર નથી. મારા બ્રહ્મચર્યનું રક્ષણ કરનાર મહાશક્તિ છે, તેની શક્તિ આગળ તું અને તારા જેવીઓ કંઈ ગણત્રીમાં છે. નીર્લજ માગણી રાક્ષણી સીવાય બીજી કોઈ પણ કરેજ નહીં. હું તારા તેજમાં, તારા રોફમાં તારા સ્વરૂપમાં કદી પણ અંધ બનીને તારી સાથે સંભોગ કરવાને તત્પર થઈશ નહીં. મારા ઉછરંગની ઉપર તો શું, પણ આ મારી તરવારની અણી ઉપર તને લટકાવવાને પણ ઉદ્ધત બનીશ નહીં, તારો જેવો શોધી લે, તે તારી કામવેદના મટાડશે. તારી દુષ્ટવાસના પુર્ણ કરશે, ઓ દુષ્ટાચારીણી જ્યાંથી આવી છે ત્યાં ચાલી જા, તારા કૃત્ય બદલ તું જે શીક્ષા ભોગવે છે, તેથી વધારે શીક્ષા ભોગવવાને તું કેમ અવીચારણી બની છે, તારા જેવા અકૃત્ય કરનારા અધમ અમને સમજીશમાં, જા ! નીર્લજ જા ! નહીં તો તારો નાશ કરીશ. ઓ દુષ્ટ વાસનાવાળી ! ઓ ઘોર કર્મ કરનારી, અસમર્થોને ફાંસામાં ફસાવનારી પીશાચણી ! અમારી ઈચ્છા, અમારી કલ્પના, અને અમારો સ્વાર્થ તું શું જાણી શકનારી હતી, અને તારા પોષકોનું તું શું રક્ષણ કરનારી હતી, આ તું બોલતી નથી, પણ તારી કરણી તને બોલાવે છે. હું એવો કામાંધ નથી, હું એવો મુર્ખ નથી, તારા મધુરા બોલો ઉપર લલચાઈ જઈ, તારી સાથે સંભોગ કરવાને તત્પર થઉં ! વીલાસુંદરી તો આ હૃદયરૂપી મંદીરમાં રમી રહી છે, તે પ્રીય મુર્તીને તું શું મેળવી આપ-

નાર હતી ? તે પ્રીય મુર્તીને મેળવી આપનાર, તે પ્રીય મુર્તીનું રક્ષણ કરનાર એકજ શકતી તારા કલાધરનો નાશ કરશે. માટે મીથ્યા બકવાદ કરવો મુકી દે, અને મારા રૂધીરથી તારા ખપ્પરને ભરવાનીજ માત્ર માગણી કર, તે પણ એક શરતથીજ, તારી માગણી હું કબુલ રાખવાને તત્પર થઈશ. સાચું બોલ ! તું કોણ છે ? શા માટે આવો વેષ ધારણ કરીને અમારી સમીપ આવી ઉભી છે. જો તું અસત્ય બોલીશ તો તે બદલ તને શીક્ષા કરવામાં આવશે.' નહીં, નહીં, મીત્ર ! એ કદી પણ સત્ય બોલનાર નથી, સત્યની સાથે એનો શું સંબંધ છે. સત્યને તે પ્રીય ગણુતી હત તો, તે શું આવી માગણી કરત ? આવું સ્વરૂપ લઇ, સત્યશીળ પુરૂષોની મર્યાદા મુકાવવાને માટે આટલી અવીચારીણી બનત ! તે નર્ક પીશાચણી છે, પણ દેવી નથી, પણ તે કોઈ પોતાની તૃષ્ણારૂપી અગ્નીને શાંત કરનારી ડાકણી છે, તે નર્કની અગ્ની તેના લંપટપણાને બાળી ભસ્મ કરી નાખશે. માટે તેની આવી માગણી સ્વીકારવી એ શું આપ જેવા સુજ્ઞ પુરૂષને લાંચ્છન રૂપ નથી ! પણ જો તે સાક્ષાત દેવી હોત તો તે તમારા રૂધીરથી પોતાનું ખપ્પર ભરવાની કદી પણ માગણી કરત ? તે માગણી કેમ સ્વીકારી શકાય ? તે માગણી ન માત્ર આપણા પ્રાણ હરવા માટેજ કરી છે. માણસના શરીરમાંથી રૂધીર નિકળી ગયા પછી શું તે માણસ પાછો શ્વાસ ખેંચી શકશે માટે સત્વર તેનો નાશ

કરો. જો તમે તેનો નાશ નહીં કરશો તો તે તેની માયા વડે આપણને મહા વીઘ્નોમાં નાંખી આપણા કાર્યને પરીપુર્ણ કરવા દેશે નહીં. જે કાંઇ સીદ્ધ કરવા માટે આપણે જે પરીશ્રમ વેઠયો છે "તેનું પરીણામ કેવું ભયંકર આવશે તેનો વીચાર તમારે કરવાનો છે. ભગવતસીંહે કહ્યું.

અભ્ભુત—મીત્ર ! તે દેવી હો કે પીશાચણી હો, તેથી આપણે ડરવાનું નથી, પણ તેમાં કેટલી શકતી છે, તેનો તે કેટલો ચમત્કાર બતાવે છે, તેજ માત્ર આપણે જોવાનો છે, તે જોવાનો આપણને આ પ્રસંગ મળ્યો છે, તે આ પ્રસંગને આપણે શા માટે જવા દેવો જોઇએ. જો તે મારી સાથે, મારી ઇચ્છાનુસાર સરત કરશે તો, હું મારા રૂધીરથી તેનું ખપ્પર ભરી આપવાને તત્પર થઇશ. અને જો તે મારી સરત મુજબ વર્તવાને લાંબી ટુંકી વાતો કરશે તો, તે બદલ તેને શીક્ષા કરવાને પણ સમર્થ થઈશ.

' તમે બહુ ભોળા છો ! તેથી તેની સાથે સરત કરવાને તત્પર થયા છો. અને તમારા રૂધીરથી તેનું ખપ્પર ભરી દેવાને આટલી બધી આતુરતા બતાવો છો, તે ન બતાવતા, તેનો નાશ કરવામાંજ આતુરતા બતાવશો તોજ તમારૂં કાર્ય સત્વર સીદ્ધ થશે' તેના સાથીએ કહ્યું.

અંહ ! મારો નાશ તારાથી તો થઇ શકે એમ તો નથીને? તારામાં કેટલી શકતી છે, એ મેં જોઈ લીધી છે. જો તારામાં

શકતી હોત તો તારા પ્રધાનને પૃથ્વીમાં ગેબ થવા દેત ? મુર્ખા ! જા ! તે વખતે તારી બાજુમાં જો આ અબધુત ન હોત તો શું તું પણ આ ગુફાને આ સમે જોવા રહ્યો હત ? માટે બાયલા તું તો બોલીશમાં ? તું ખરેખર ક્ષત્રી હોત તો તું ખચિત્ત અબધુતની પેઠે મારી શકતીનો ચમત્કાર જોવાની ક્ષણુવાર ધીરજ ધરત. શું કરૂં ! હું આ સમે લાચાર છું ! જો તું એકલો હત, અને આવા અપશબ્દોથી મારૂં અપમાન કરત તો તારા પ્રધાનના જેવીજ તારી અપદશા કરત.

**અબધુત**—બસ બહુ થયું, મર્યાદા રાખ, મર્યાદાની હદ ઓળંગી જવામાં કંઇ લાભ નથી. આ તારા કઠોર શબ્દો મારા કાન ફોડી નાખે તેવા છે, તે હું સહન કરનાર નથી, તે મારો મીત્ર છે, તે મારા સુખ દુઃખનો સાથી છે, તે બાયલો નથી પણ પ્રચંડ યોધ્ધો છે, તેને પોતાના પરાક્રમને બતાવવામાં કંઈ પણ ખામી રાખી નથી. પણ તારા કલાધરના જાદુ આગળ તે લાચાર બની ગયો હતો. તે શું તું જાણતી નથી? માટે ચુપ રહે.

**યોગણી**—બોલ અબધુત ! હવે તારી શી ઇચ્છા છે.

**અબધુત**—મારી ઇચ્છા એટલી જ છે કે, જો તું તારી શકતીથી, મારા શરીરમાંથી મારૂં રૂધીર ખેંચી તારૂં ખપ્પર ભરવાને તત્પર થતી હો તો મારી સાથે સરત કર.

**યોગણી**—બોલ તારી શી સરત છે.

**અબધુત**—જો મારા રૂધીરથી તારૂં ખપ્પર ભરાઇ જાય અને તેમાંથી મારૂં રૂધીર પૃથ્વી ઉપર પડે તો હું કહું તે પ્રમાણે તારે વર્તવું પડશે.

**યોગણી**—અબધુત ! તારી સરત મારે કબુલ છે, પણ જો તારા રૂધીરથી મારૂં ખપર નહીં ભરાશે તો, જીવતા તારી ચામડી તારે હાથે ઉતારી મને અર્પણ કરવી પડશે, એ મારી સરત તું કબુલ કરે છે.

**અબધુત**—તે તારી સરત હું ખુશીની સાથે કબુલ કરૂં છું. અજમાવ તારા પ્રયોગને.

**યોગણી**—સાવધ થા ! તું પણ તારા પ્રયોગને અજમાવવાને ચુકતો નહીં. જોઉં છું કે તારી શકતીનો તારા ઉપર કેટલો જબરો હાથ છે.

**અબધુત**—તેની સાથે તને શી નીસબત છે. તારૂં કાર્ય કરવામાંજ તારા ચીત્તને પરોવ.

**યોગણી**—જોજે અબધુત ! અંતે તું નીર્બળ બની જઇ સંભોગ કરવાની માગણી સ્વીકારવાને તત્પર થઇશ, તેના કરતાં પહેલાં તે માગણી કબુલ રાખવાને સમજી જા.

**અબધુત**—બસ તારી ને મારી વચ્ચે એકજ માગણી માટે સરત થઇ ચુકી છે, તો પછી હવે વચમાં આવી આડી વાતો કરવાને કેમ ઉન્મદ બની છે, માટે વીચાર કરીને આગળ

પગલું ભરજે, માટે વીચાર કરીને અવીચારી શબ્દો ઉચારજે. આ અબધુત ખરા ગુરૂનો ચેલો છે, તે તારાથી કે તારા જેવી બીજી દેવી કે રાક્ષણીઓના મોહરૂપી સપાટામાં સપડાવાનો નથી. તે તું હવે પછી જોઇશ.

તે યોગણીએ પોતાની શકતીનો પ્રયોગ ચાલુ કર્યો, અને તે પ્રયોગ–ચાલુ થતાંજ અબધુતના શરીરમાંથી રૂધીરની ધારા ચાલી, યોગણીના ખપ્પરમાં પડવા લાગી. એક ક્ષણમાં રૂધીરથી ખપ્પર ભરાઇ જઈને પૃથ્વી પર પડવા લાગ્યું.

આ જોઈ અબધુતે તે યોગણીને કહ્યું કે, 'હવે તારા પ્રયોગને બંધ કર, તું તારી સરતથી હારી ગઈ છે.'

યોગણીએ પોતાનો પ્રયોગ બંધ કરી અબધુતને કહેવા લાગી કાં, 'મારા અપરાધને ક્ષમા કર, મારા કરતાં તારામાં વધુ પ્રબળ છે તે મેં જોઇ લીધું છે, મેં મારા પ્રયોગથી તારો કસ કાઢવામાં કાંઇ બાકી રાખ્યું નથી. છતાં તું મારી માયીક શક્તીવાળા પ્રયોગને પાણી પેઠે પી ગયો છે. તેથી હું તારી ઉપર પ્રસન્ન થઇ છું, અને તું માગ તે આપવાને તત્પર છું. પણ હવે મારે આ રૂધીરનું શું કરવું, તેનો તું મને ઉપાય બતાવ.

**અબધુત**—જેવી રીતે તારી શક્તીથી મારૂ રૂધીર તેં ખેંચ્યું છે તેજ શકતીથી મારા શરીરમાં પાછું પ્રવેશ કર બોલ તેમ કરવામાં તું સમર્થ છો.

**યોગણી**—કરી કરીશ-એટલું કહી કે યોગણીએ પોતાની શકતી વડે ખપ્પરમાંના રૂધીરને તેના શરીરમાં પ્રવેશ કરી દીધું અને પછી અબધુતને કહ્યું કે, હવે હું તારી સરત મુજબ વર્તવાને તૈયાર છું, બોલ તારી શી ઇચ્છા છે.

**અબધુત**—હમણાં તું મારી સાથે ચાલ, અને આ ગુફાની અંદરથી અમને એકદમ કરણસીંહના મહેલમાં દાખલ કર.

અબધુતની આજ્ઞા થતાંજ આ યોગણીએ તરત કરણ-સીંહના મહેલમાં આ બંનેને લઇ ગઇ, જ્યાં કરણસીંહ એકલો બેસીને વીચાર કરતો હતો, ત્યાં આ બંને જોઇ શકે તેવી રીતે, ઉભા રાખ્યા.

કરણસીંહ સર્વ પ્રકારનું સમાધાન કરી, આખા દીવસમાં થાકી ગયેલા શરીરને વિશ્રાંતી આપવા માટે પોતાના મ્હેલમાં દાખલ થયો, અને એક એકાંત ઓરડામાં જઇને બેઠો. હજી તેને બેઠાને એક ઘડી પણ વીતી નથી, એટલામાં એકાએક તડાકા સાથે મ્હેલની ભીંત ફાટી ગઈ, અને તેમાં પડેલી જ-બરી ફાટમાંથી, એક હબસી જેના હાથમાં ચાર હાથ લાંબી આરસી, અને એક સોનાની પુતળી રહી ગઈ છે, તેની સાથે કળાધરને પોતા તરફ આવતો જોઇ કરણસીંહ તરત પોતાની જગાએથી ઉઠીને તેની સામે ગયો, અને પોતાની છાતી સાથે ડાબીને પોતાના ઓરડામાં લઇ આવી, બંને જણા સીંહાસન ઉપર બેઠા, તેની સાથે આવેલો હબસી પોતાની સાથે જે

લાવ્યો હતો તે તેની પાસે મુકી, તે પાછો તે ભીંતની ફાટ-માંથી નીકળી ગેબ થઇ ગયો. આ હબસી ગયા પછી આ બંને જણા નીચે મુજબ વાતો કરવા લાગ્યા.

**કરણસીંહ**—આજ આપે મારો પ્રાણ બચાવ્યો છે, નહી તો હું ખચિત્ત માર્યો જાત, મારા સર્વે હથ્યારો નીરઉપયોગી થઇ પડયાં હતાં.

**કલાધર**—વ્હાલા મીત્ર! આ સંસારમાં દરેક માણસ કાર્ય પ્રસંગે એક બીજાને મદદ કરતાજ રહે છે, જો એમ ન હોય તો, આ ક્ષણભંગુર સંસારનો વહેવાર કેમ ચાલે. મેં પણ આપની મદદ લેવાને માટે આપને મદદ કરી છે, તેથી મેં કાંઇ તમારી ઉપર ઉપકાર કર્યો છે એવું મનમાં લાવશો નહી.

**કરણસીંહ**—અહો પ્રાણરક્ષક મીત્ર! આ માયા રૂપી જગતમાં ચતુર માણસો મર્યાદાનું કદી પણ ઉલંઘન કરતાં નથી. નીરૂપાય થયેલા માણસોની ઉપર ઉપકાર કરવામાં જેટલી શક્તી તમે ધરાવો છો, તેટલી શકતી હું મુદ્દલ ધરાવતો નથી. મેં આપને પ્રથમ પહેલાથીજ વીદીત કરેલું છે, અને હવે ફરીને પણ વીદીત કરૂં છું કે તમારૂં કાંઇ પણ કામ હશે તે કરવાને તમારો આ સેવક એક પગે તૈયાર છે.

**કલાધર**-વાહ! સજ્જનોની તો એજ ખરી ખુબી છે. સજ્જનોના રંગનો બહાર વીચિત્ર હોય છે. તમારી પુર્ણ ખાત્રી છે કે, તમે મારા કામને ખાંત અને હુલ્લાસથી કરશો. (છબી બતા—

વીને) આ છબીને તમારા નગરના દરવાજાની વચોવચમાં લટકાવી દઇને તેની દેખરેખ રાખવા માટે પાકો બંદોબસ્ત કરશો. હમણાં આ છબીમાં એક પણ અક્ષર જોવામાં આવતો નથી. માત્ર એક બાગનોજ નકશો ચીતારવામાં આવેલ છે. જ્યારે આની અંદર પોતાની મેળેજ કંઇક પણ લખેલું જોવામાં આવે, તો તે સંબંધી, તેજ વખતે મને ખબર આપવા માટે એક પત્ર લખી આ પુતળીના હાથમાં આપી તેનો ચોટલો ખેંચશો તો તે તરત તે પત્ર લઇ મને પહોંચાડી જશે. લો હવે હું જઇશ.

**કરણસીંહ**—આમ કરવાનું કાંઈ કારણ?

**કલાધર**—આમાં મ્હોટો ભેદ છે, હું ફરીને કોઇવાર તેનું સર્વ વૃત્તાંત તમને કહી સંભળાવીશ.

**કરણસીંહ**—પણ મને ખેદની સાથે તમને કહેવું પડે છે કે, મારો ભાઈ તમારા જાદુના સપાટામાંથી કેમ બચવા પામ્યો, તે હું જાણી શકતો નથી. તે માટે મને મ્હોટો ભય ઉત્પન્ન થયો છે, આ ભયથી મને કાંઇ સુઝતું નથી.

**કલાધર**—કરણસીંહ! એ માટે તમારે કોઇ પણ પ્રકારનો ભય રાખવો નહીં. તમારો ભાઈ મારા જાદુના સપાટામાંથી કેમ બચવા પામ્યો છે તે માટે હું સર્વે જાણું છું. હવે હું તેને જીવતો રહેવા દઇશ નહીં. એ ગમે ત્યાં હશે, ગમે તેવા બળીઆના તાબામાં હશે, ત્યાંથી તેને પકડી લેવાને મેં તેની પાછળ મારા ચાલાક એક જાદુગરને રોકયો છે.

કરણુસીંહ—તો હવે તે માટે હું તમને વધારે કહીશ નહીં.

આટલા શબ્દો કરણુસીંહના મુખમાંથી બ્હાર નીકળવાની સાથે કળાધર જેવી રીતે આવ્યો હતો તેવી રીતે ચાલ્યો ગયો.

કલાધરને ગયેલો જોઇ કરણુસીંહ પોતાની સેજ ઉપર જંઈ સુખની ઉંઘ કાઢવા લાગ્યો.

કરણુસીંહ અને કલાધરની વચ્ચે જે વાતચીત થઇ હતી તે સર્વે સાંભળી લઇને, અબધુતે તે યોગણીને કહ્યું કે, 'ચાલ, હવે અમને મ્હેલની બહાર લઈ જા.'

અબધુતની આજ્ઞા થતાંજ તે યોગણીએ પોતાની શક્તિના પ્રબલે કરીને પોતા સહીત આ બંનેને લઇ મ્હેલની બહાર નિકળી ગઈ.

આ ત્રણે જણા કરણુસીંહના મ્હેલની બ્હાર નીકળીને એક પહાડની તલેટીમાં શોભી રહેલા મનહર બાગમાં આવીને વીશ્રાંતી લીધી. પછી અબધુતે તે જોગણીને કહ્યું કે, 'હું જ્યાં સુધી તને અહીં પાછી બોલાવું નહીં ત્યાં સુધી તું આ બાગની આસપાસ ફરતી ફરજે, અને કોઇ પણ માણસ આ બાગમાં આવે તો તેને તું કતલ કરી નાંખજે.' વચનથી બંધાયેલી જોગણી તરત અબધુતની આજ્ઞાને શીર સમાન ગણીને ડુંગરની તલેટીની બહાર નીકળીને ચોકી કરવા લાગી.

કરણુસીંહના ભાઇ ભગવતસીંહે અબધુતને કહ્યું કે, 'આપ કોઈ વરદાઈ પુરૂષ છો ! આપમાં કેટલી બધી દયા ને નમ્રતા

છે. જોગણી જેવી જેનામાં અગાધ શક્તિ હતી, તેને પણ તમે ક્રોધ ન બતાવતા તમે તમારી અપરમ શક્તિ વડે વશ કરી લીધી છે. તે જોઇ મને મહા આનંદ પ્રાપ્ત થયો છે. તમને હું આજથી મારા ગુરૂ અને મારા દુઃખભંજન સમાન ગણીશ, તમારી સેવા કરવામાં તત્પર રહીશ. મને હવે આ જગતની માયા ઉપર ભાવ રહ્યો નથી. જગતની માયા સુખકર્તા નથી પણ દુઃખકર્તા છે. એમ મેં માની લીધું છે. જો મારો બંધુ જગતની માયામાં લપટાયો ન હત તો, શું તે એક જાદુગરની મદદ લઈ મારો અને મારા કુટુંબનો નાશ કરવાને કદી પણ તત્પર થાત? તે જોકે એક ક્ષણીકનું સુખ છે, અને તે ક્ષણીક સુખ માટે પોતાના બંધુનો નાશ કરવાને માટે કાંઇ પણ બાકી રાખ્યુ નહીં. જો તમે મને સહાયતા કરી ન હોત તો શું હું તમારા દર્શન કરવાને ભાગ્યશાળી બનત? ભલે કલાધર, ગમે તેટલો જાદુગર હોય અને પોતાની જાદુઈવીદ્યાથી પોતાના સ્વાર્થ માટે બીજાના સ્વાર્થનો નાશ કરવા માટે કાળસ્વરૂપ ધારણ કરી આવા નીચ કૃત્યો કર્યા કરે, પણ તેના તે કૃત્યોનો બદલો તેને મળ્યા વગર રહેનાર નથી.

જો તમારા જેવો જનહીન પુરૂષ, પારકા સ્વાર્થને માટે પોતાના પ્રાણની યાહુતી આપવાને અહોનીશ તૈયાર રહે છે, અને કલાધર જાદુગર જેવાની જાદુઇ વીદ્યાથી ડગતો નથી, તે જો ધારે તો એક ક્ષણમાં કરણસીંહ જેવાને યમલોકમાં

મોકલાવ્યા વગર કદી પણ રહે નહિ, એવી મારી પુર્ણ ખાતરી છે. પણ મારે મારા રાજની, મારે મારા સુખની, મારા વૈભવની દરકાર નથી, તો પછી હું મારા ભાઇનો નાશ કરાવવાની તમને કેમ સલાહ આપી શકું ? જો કે તે શીક્ષા લાયક છે, તેણે જે અપરાધ કર્યો છે, તે માફ ન થઇ શકે તેવો છે, તેને શીક્ષા કરવી એ એક ન્યાયકર્તાની ખરી ફરજ છે, છતાં તે ફરજ કોને માટે બજાવવી. ક્ષણીક સુખને માટે કે ગંજાવર પાપનો ભારો બાંધી લેવા માટે ? કરણસીંહનું કૃત્ય કેવું ભયંકર છે તે તમે તપાસી લીધું છે. તેનો વિચાર તમારેજ કરવાનો છે.

અબધુત—જગતસીંહ ! તમે મને જે ઉપમા આપીને જે વીવેક બતાવ્યો છે, તે ઉપમાલાયક હું પુર્ણ છું, એમ તમે કદી પણ માનતા નહીં. જે કાંઇ કાર્ય બનવા માટે નિર્માણ થઇ ચુકયા છે, તે કદી પણ મિથ્યા થઈ શકતા નથી.

અહાહા ! ! ! દુનિયા કેવી વિચિત્ર છે, કેવી બેઢંગી છે, કેવી બેનિર્લજ છે, કેવું રાક્ષસી રૂપ ધારણ કરી બેઠી છે. મર્યાદાનો પડદો ઉઘાડી નાંખી અનિષ્ઠ કર્મ કરનારો કાળો પડદો ધારણ કરી ક્ષણ ક્ષણમાં કેવા કેવા રંગ બદલે છે. જે રંગ નિહાળતાજ માણસનું હૃદય ભરાઈ જાય છે, માણસની મતી મુંઝાઈ જાય છે. માણસની બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય છે. અને મહા દુઃખરૂપી પહાડો સાથે અથડાતા અથડાતાં છીન્ન ભિન્ન થઇને અંધકાર રૂપી કુવામાં જઈ પડે છે.

ભલે આ જગતના નાશવંત પ્રાણીઓ પોતાના ક્ષણીક સુખના લોભ માટે તેને કાલી ચીતારે, ભલે તે જગતની અંદર ફરી રહેલા ચક્ર રૂપી ગાડામાં બેસીને રાક્ષસ રૂપી માણુસો પોતાના સ્વાર્થ માટે અનેક નીર્દોષોનો ભોગ લઇ તેને બલીદાન આપે. આ જગત રૂપી સંસારના મોહ રૂપી દીપકમાં અંજાઇ જઇને ઝીણા જંતુઓની પેઠે બળીને ભસ્મ થઈ જાય, ન્હાનાં મ્હોટાં ખાબોચીઓમાં તડફડીઆ મારી રહેલા અલ્પ જીવોની પેઠે પાપી માણુસો અનર્થ કાર્ય કરવાને ઉન્મદ બની અહો દુનિયા તારૂં સત્યાનાશ વાળે તેની મને પરવા નથી. તે માટે તારી તરફ વિચાર કરવાની મને જરૂર નથી. વિચાર કરતાં તો તારો ત્યાગ કરવોજ સારો છે.

મનુષ્યની જીંદગીના દીવસો મ્હોટી આફતોમાંથી પસાર થાય છે, આવો ભય માથા ઉપર ભમી રહેલો છતાં, મનુષ્ય પોતાને બલવાન, નિર્ભય સુખી ધનવાન સમજે છે. એથી અધિક કહેવામાં જો હું ભુલતો હઉં તો વાંચક મને ક્ષમા કરજે.

પોતાના સંબંધમાં કોઇ બાબદ વિરૂદ્ધ વાત કહેનારાળાને મુર્ખ, પાજી, હરામખોર અને પોતાનું બુરૂ કરવાવાળો સમજીને તેને ધીકારી કાઢે છે, તે કેમ સમજી શકે છે! આ પ્રશ્નોનો ઉત્તર એટલોજ છે કે, આ સંસારની સર્વે વસ્તુઓનો નિત્ય અને તેનો નાશ થયા પછી પણ આવી તરેહથી

રહેનારી સમજે છે, શરીરને પહાડોથી પણ મજબુત સમજે છે, જુવાની હમેશા જેવીને તેવી રહેશે, કુબેરનું દીવાળું ભલે નિકળે પણ મારો ખજાનો સદા ભરપુર રહે અને આવી રીતે હું સર્વનો રાજા બની રહું એમ સમજે છે.

જો વીચારવંત સારાસાર સમજી શકતો હોય તો પુછવું શું ? સમજનાર સારી પેઠે સમજી શકતો હોય તો, તે જે કરવા ધારે તે કરી શકે છે. જુવાનીથી અધિક ધન, ધનથી અધિક પોતાનું કુટુંબ, અને નિર્મલ બુદ્ધિ. આ ચારમાંથી એક પણ વસ્તુનો ત્યાગ કરી અનર્થ કરવો ઠીક છે ? પણ જો ચારે એક સ્થળે એકઠા થાય તો પછી પુછવું શું ? વાસ્તવિક રીતે જોતાં મનુષ્યના જીવવાના દહાડા મ્હોટા ભયથી ભરેલા છે. ધન દોલત, વાડી બંગલા હોવાને લીધે કદાચ માણસને વેદના ભોગવવી પડતી નહીં હોય, પરંતુ બીજી અનેક પ્રકારની વેદનાઓ ભોગવવી પડે છે. ક્ષણે ક્ષણે ધન દોલતની રક્ષા કરવામાં સાવચેત રહેવું પડે છે. માતાપિતા પુત્ર ભાઇ કુટુંબ વગેરેની કદાચ ધાસ્તી પણ રહે છે, ચોરની બીકથી રાતના પુરેપુરી ઉંઘ પણ આવતી નથી. પુર્વ જન્મના પુણ્યોથી આ ભય ન રહેતાં શરીરની પીડાથી પીડાય છે. અને કોઇ જાતની વ્યાધી કે ઉપાધી કે ભય મુદલ હોય જ નહીં, પણ દુર્બળતાના કારણોથી ભોજનજ પાચન થતું નથી. બહુધા કરીને અનેક સ્થળે મારા જોવામાં આવ્યું છે કે કરોડો

રૂપીઆ પોતાની તીજોરીમાં હોવા છતાં પણ નવટાંક લોટની છત્રીશ પુરીઓનું ઉપરનું પડ કોઠામાં ઉતારી શકતાં નથી. શરીરમાં શકતી રહેવાથી આ બધા દુઃખો રહેતાં નથી. અડધો કાચો પાકો બાજરાના રોટલાથી તે ચણાની દાલ સુધાં વગર મુસીબતે હજમ થઇ જાય છે. પાસે પૈ પણ ન હોય, તો પણ શાંતિથી ઉંઘ આવી જાય છે. પરંતુ તે પણ સુખી નથી. જ્યારે જોશો ત્યારે તે પેટ બતાવીને કહેશે કે, હાય ! હાય ! ! અરે આ સંસારીઓની વાતજ કરશો નહીં. એતો દુઃખરૂપી સમુદ્રમાં ગોથા ખાઈ રહેલા છે, રૂષી, મુની, યોગી સન્યાસીને જોશો તો તે કેવા આનંદથી રહે છે, જ્યારે જોશો ત્યારે તેની પાસે મીઠાઇ મેવાના ઢગલા પડેલા જ હોય છે. ઘર બાર વેંહેચશું પણ સાધુ સંતો અને આચાર્યોની સેવા અવશ્ય કરશું ? તો પછી તમે આને પણ શું દુઃખી છે એમ કહી શકશો ?

હું તો એમજ કહીશ કે એ પણ દુખી જ છે, જેણે ઘરબાર છોડયા, ધન દોલત છોડી, કુળ પરીવાર છોડયો, પરંતુ તેનું પેટ, અને તેની ઇંદ્રીઓ એ, તેની ઉપાધીને ઓછી થવા દેતીજ નથી. મનુષ્યના જેવો સભય પ્રાણી કોઇ નથી. હા આ વાત અગત્યની છે કે માયાના આવેશમાં આ પ્રાણી કોઇ પણ ભયને ન લેખતાં મસ્તકને કાપવાની શકતી ધરાવનારી તલવારને હાથમાં પકડી લે છે. જો તેમ નહોત તો શું કરણ-

સીંહ અંધારી રાતે પહાડોમાં રખડી પોતાના ભાઈનો નાશ કરવાને તલવાર ખેંચી ઉભો રહેત ! ભગવતસીંહ ! તમારા બંધુ કરણુસીંહે પોતાના ધર્મનો, પોતાની કીર્તીનો; અને પોતાના કુળનો જરા પણ વિચાર કર્યો નથી. જો તેણે ક્ષણ ભર વિચાર કર્યો હોત તો તે એક દુષ્ટ ને પાપી જાદુગરને કદી પણ સ્હાયતા આપત નહીં. માણસોની ચારે બાજુએ મોહની એક મોહોટી જાલ પથરાયેલી છે. જે જે વસ્તુઓની માયા ફાંસમાં માણુસ સપડાય છે તે પ્રત્યેક વસ્તુ માણુસને ખાડામાં નાખવાનો પ્રયત્ન કરે છે. પતંગ જે પ્રમાણે દીવાના પ્રકાશને ભુલી તેની ઉપર ઝડપ નાખે છે, અને નાશ પામે છે તે પ્રમાણે માણુસ સુખની ઇચ્છાથી નાશવંત વસ્તુની પાછળ લાગીને આયુષનો પ્રત્યેક ક્ષણુ પોતાનો નાશ કરવા માટે ગુમાવે છે.

હા હું કહું છું કે, ઓ સુખ, તું ખરેખર ઉત્તમ છે, પરંતુ તારા સારૂં માણુસે પોતાનો નાશ કરી નાખવો જોઇએ એ માત્ર નિઃસંશય ખરૂં છે.

આ જગતના સઘળા લોકો એટલા સ્વાર્થી, એટલા હલકા મનના, એટલા મત્સરી, એટલા દુષ્ટ અને વૃથાભિમાની છે કે, એકાદ સારા અને પ્રમાણીક મનુષ્યને શોધી કાઢવા માટે ધોળે દીવસે મસાલો સળગાવી ફરવું જોઇએ. દુષ્ટ, લુચ્ચા અનીતિમાન એવા લોક સંપતી અને એશઆરામમાં ઘેરાઇ ગયા છે. પરંતુ સુશીલ, સત્યવાદી અને નિરપરાધી એવા વિચારવાળા

અન્ન અને પાણી વગરના દીવસો કાઢે છે અને દુખ એક સરખું તેની પાછળ લાગેલું રહે છે. દુષ્ટ કુતીનું પુતળું દુર્યોધન, જે મૂર્તિમંત ધર્મ એવો જે ધર્મરાજ તેના કરતા, વીશેષ સુખી હતો; ધર્મ રાજાને પોતાના નિરભિમાની અને સત્ય પ્રીય સ્વભાવને લીધે નાના પ્રકારના દુઃખો ભોગવવા પડયા હતા. જેમ પતિવૃતા અને સદગુણની જે મૂર્તિ સીતા તેને દુષ્ટ રાવણના રાજમાં જવું પડયું હતું તેમ વીલાસસુંદરીને દુષ્ટ કલાધરની ગુફામાં જવું પડયું છે તેમાં નવાઈ શી ? તે ઠેકાણે નાના પ્રકારના સંકટો તેના પર આવી પડયા હતાં અને તેજ પ્રમાણે વિલાસસુંદરીને માથે પણ આવી પડયા છે. રાવણના રાજમાંથી સીતાનો છુટકો થયા પછી થોડાક દીવસ સુખનો ઉપભોગ લીધો નહીં ને ફરીને લોક અપવાદને લીધે તેના પતી રામે તેનો ત્યાગ કરી દીધો. સારાંશ, આ જગતમાં અન્યાય, સંકટો અને નિરાશ થયેલા અસંખ્ય પ્રાણીઓનો વીલાપ સાંભળીને એમ લાગે છે કે આ જગતનો કોઇ રાજાજ ન જોઇએ. અને કદાપી, જો કોઈ હોય તો, તે નિરદય અને જુલમી હોવો જોઇએ. આ જગત ભયંકર તોફાનમાં, સુકાન વગરના તુટી પડેલા વહાણની પેઠે લાગે છે ત્યાં ત્યાં ભયંકર યુદ્ધ ચાલી રહ્યું છે. પ્રત્યેક જણ એક એકને પુછે છે કે તું મને મારે છે કે હું તને મારૂં. એકના મૃત્યથી બીજાનું ઉપજીવન ચાલે છે. આ જગત એટલે મનુષ્યથી

તે ક્ષુદ્ર કીડા સુધી એક એકના પ્રાણ લેનારા પ્રાણીઓનું બજાર છે.

આ જગતના કેટલાક લોકો બાવરા બની જઇને જ્યાં ત્યાં જોવે છે અને તે સારૂ તેઓ ઝુરે છે. ઉપરથી તેઓ મોકળા મનથી હસે છે પરંતુ તેઓના અંતરમાં કોઈ પણ દુઃખી વીચાર ચાલી રહેલોજ હોય છે, જે વખતે તેઓ અતીશય મધુર ગીતો ગાય છે, તે વખતે તેઓના અંતઃકરણો દુઃખોના વીચારોથી ભરેલાજ હોય છે. અને તે માટે તેઓ ફરીને દુઃખ દેવતાની પ્રાર્થના કરીને કહે છે કે; હે દેવ ! એકમેકની ઉપર પ્રેમ રાખનારા સ્રી પુરૂષોના અંતઃકરણ પ્રમાણે અમારા અંતઃકરણો એક થાય ત્યાં સુધી, અને જે પ્રમાણે આ ભયંકર પ્રવાસ સદા ટકનારો એવી તે ઉંઘમાં મલી જાય ત્યાં અમને તું મુકીશ નહિ.

મનુષ્ય માત્ર આયુષની દોરી ઉપર લટકી રહેલ છે; અને કાળના અતિશય ભારી વજનથી મનુષ્યો કચડાઇ અને દબાઇ જાય છે, આમ જાણવા છતાં મનુષ્યો કાળના મુખમાંથી છુટવા, અને ફરી ફરીને અવતાર નહીં લેવા માટે, કંઇ પણ પ્રેરણા કરતાં નથી. અફસોસ !

મનુષ્ય પોતાના ક્ષણીક સુખને માટે કંઇ પણ વિચાર કર્યા વગર, પાપ કર્મ કરનારાઓને સહાય તો કરે છે કે જેનું પરીણામ મહા ભયંકર નિપજે છે. આ અનીત્ય પાણીના પર-

પોટા સમાન દેહને વાસ્તે, નરકના દ્વારરૂપી સ્ત્રીઓને માટે, કેવળ પોતાના સ્વાર્થ સારૂ પ્રાણી કુકર્મ કરતા નથી ? પરંતુ હાય ! !

'ચરર ચિરાય છાતી, બળે છે અતિ લાય;
તે કેમ કરીને બુઝાશે, કોણ બતાવે ઉપાય.'

નિરૂપાય છું, અસ્થીર છું, એકલવાયો છું, દેખતો છતાં અંધ છું, કાન છતાં બહેરો છું, જીભ છતાં મુગો છું, અક્કલ છતાં અક્કલહીણ છું, છુટો છતાં બંધીવાન છું, સ્વતંત્ર નથી, પણ પરતંત્ર છું, મારા હાથ બંધાઈ ગયા છે; તેથી મારૂં સર્વ બળ હરાઈ ગયું છે. જો આમ ન હોત તો કયારનો કરણ-સિંહને તો કાળને સોંપી દીધો હોત. આ આરસીના ટુકડે ટુકડા કરી નાખ્યા હોત; અને આ વીરપુરને સ્મશાનભુમી બનાવી દીધી હોત. પણ જેમ શીકારીના હાથ પર બેસીને બાજ પક્ષી અન્ય પક્ષીનો નાશ કરવામાં વ્યર્થ શ્રમ કરે છે, તેમ કળાધર જાદુગરને મદદ કરવામાં કરણસિંહ વ્યર્થ શ્રમ કરે છે. વખતનું ચક્ર એવું છે કે, પોપટ પાંજરામાં પડયો પડયો તરસે મરે છે, અને કાગડા જેવા નકામા પક્ષીને બો-લાવી જમાડે છે. એ પણ સમયને માન છે. કેમકે સમય બળવાનને બળહીણ બનાવી, અને બળહીણને બળવાન બનાવે છે. સમય ચક્રવર્તીને સિંહાસન ઉપરથી ઉઠાડી અંધારી ઓ-રડીમાં પુરાવે છે, અને કંગાલને ચક્રવર્તી બનાવે છે. આજે

આ ભુમિ ઉપર કલાધરનો સમય બળવાન છે, તેથી કળાધર જે કાંઇ કરે છે, તેને લોકો કરવા દે છે. જો તેનો સમય બળવાન ન હોત તો તે હજારો બાળાઓને પકડી તેના ધર્મને ભ્રષ્ટ કરવા માટે પોતાની જાદુઇ ગુફાનાં પુરી રાખત? નિર્દોષ લોકોના શીર છેદી, તેના આતરડાની હાર માળા બનાવી, પોતાની ગુફાની ઉપર તોરણ રૂપે લટકાવત? એ જાદુગર આખી દુનિયાને ત્રાહત્રાહ પોકરાવી રહ્યો છે. પણ તેનો અને તેની શક્તીનો નાશ કરવાને કોઇ પણ સમર્થ પુરૂષે તેની સામે બાથ ભીડી છે, તેના હાડા ધ્રુજાવ્યા છે? તેને કમકમાટી ઉપજે એવો હાથ બતાવ્યો છે? નિર્માલ્ય જેવા બની બેસી રહ્યાં છે. થાય છે તે જુવે છે, અને થશે તે પણ જોશે. જો વીરપુરૂષો પોતાના બળને એકત્ર કરીને આ રાક્ષસને ઘેરી લીધો હોત તો તેની જાદુઇ વીદ્યા શું કરત? હજારો હાથીઓના બળ આગળ એક મચ્છર શું કરી શકત? ક્ષણમાં કચરાઇ જાત. કદાચ મરત નહીં, પણ તેને માથે મ્હોટો ભય રહેત, અને તે ભયથી તે ઘોર કર્મો કરતા ડરત. પણ વીર પુરૂષોજ ડરી ગયા, તેથી તે વીરપુરૂષોને વધારે ડરાવવા લાગ્યો, અને ભય બતાવી બધાઓને ગુલામ સરખા બનાવી દીધા. મહા ખેદની વાત છે કે, બકરો તે સીંહોનો રાજા થઇ બેઠો છે. અને સીંહો તે બકરા જેવા બની બેં બેં કરી રહેલા છે. જેમ રાક્ષસોના ભયથી રૂષી મુનીઓ ભય પામી અહીં તહીં સંતાતાં

ફરતાં હતાં, તેની પેઠે એક જાદુગરના ભયથી ક્ષત્રી સીંહો ન્હાસતાં ફરે છે, એ શું ક્ષત્રીઓને કલંક લગાડનારૂ નથી ? લોખંડના કીલ્લાઓને છેદી શત્રુઓને શરણે લેનારાઓ એક જાદુગરથી ડરી જઇ નવ ગજના નમસ્કાર કહે છે ત્યારે બીજાઓ બે હાથ જોડી નમસ્કાર કરે તેમાં નવાઇ શી ?

ઓ દુષ્ટ કળાધર ! ઓ નીશાચર જાદુગર !! તેં તો અવધી કરી છે, સર્વેને મીણુ સરખા પુતલા બનાવવામાં કાંઈ પણ મણા રાખી નથી. તેમાં તું શું તારૂં પ્રિય સમજે છે. તેમાં તું શું આનંદ માને છે, તેમાં જ તારૂં સુખ સમજે છે; ઓ અધમ ! ઓ પાપી !! આવો ગર્વ કરવો મુકી દેજે, આવો જુલમ ગુજારવો છોડી દેજે. ધારણ કરેલા રાક્ષસરૂપનો ત્યાગ કરજે. નિર્દોષ બાળાઓના ધર્મને ભ્રષ્ટ કરતો અટક, ભવિષ્યનો વિચાર કર. બધા દહાડા સરખા નથી. દીવસ વીતિ રાત પડવાની જ. ઉગ્યો છે તે આથમવાનો છે. જે પહાડો આસમાનની સાથે વાતો કરતા હતા, તે પહાડો પણ પોતાની જગ્યા ઉપર સ્થીર રહી શકયા નથી તો પછી તું શું રહી શકીશ ? નદીનાં વહેતાં નીરો પણ સુકાઇ જાય છે; તેમ તું પણ સુકાઇ જઇશ. પવનના સપાટાથી વૃક્ષોના પાનો પણ ખરી જાય છે; તેમ તું પણ કાળરૂપી પવનના સપાટાથી આ જગતરૂપી વૃક્ષના ઉપરથી ખરી જવાનો છે. નથી રહેવાનો, નથી કંઈ પામવાનો, નથી કંઈ સાથે લઇ જવાનો. તારૂં પાપ તારી સાથે આવશે,

તારૂં પાપ તારા માથા ઉપર ચઢી તારા કુકર્મોની સાક્ષી પુરશે, તે તારૂં પાપ તને શીક્ષા કરાવશે. તું કદાચ પાપથી ડરતો નહીં હોય, અને પાપ શું છે, તે તું સમજતો નહીં હોય, એવું ધારીને તું ઘોર કર્મો કરતો હોય તો પણ તે તારા મનુષ્ય ધર્મને ભ્રષ્ઠ કરનારા જ છે; એવા ઘોર કર્મો કરનારાઓને મનુષ્ય કોણ કહેશે? કોની જીભ કેહેવાને સમર્થ થશે. અધમ અને પાપીઓના નામ લેવામાં ધર્માચરણીઓ પાપ સમજે છે; પાપીઓનો પડછાયો પડતાં ધર્માચરણીઓને પ્રાયશ્ચીત કરવું પડે છે. તેથી તેઓ પાપીઓનો પક્ષ કરતાં નથી, તેઓ સદા પાપીઓને ધીકારે છે, પાપીઓને શાપરૂપ ગણે છે. તું મહા પાપી છે, તું મહા ચંડાલ છે, અનર્થ કાર્યનો કરનારો છે. ધર્મ રહીત બની, ધર્મનો નાશ કરી, અધર્મનો સ્વીકાર કર્યો છે. તેજ તને ગોથું ખવરાવશે, તેજ તને ઉપાડી ઉંડા ખાડામાં ઝોંકશે, તેજ તારૂં અભિમાન ઉતારશે, તેજ તારા વૈભવનો, તેજ તારા જાદુનો નાશ કરાવશે. તને બધા મુકી દેશે, પણ તે તને નહીં મુકે. આખી દુનિયા તારાથી ભય પામી દુર થરી જશે, પણ તે તારા ભયથી ડગનાર નથી. તે તારી પાછલ છે, માટે તું પાતાળમાં જજે. જોઇએ તો આકાશના વાદળાઓની વચ્ચે ભરાઇ બેસજે.

આ પ્રમાણે પોતાના મનના ઉદગારો મનમાં કાઢતાં કાઢતાં અબધુત અને જગતસીંહને ઠંડા પહોરનું એક જબરૂં ઝોંકુ આવી ગયું. એટલામાં આકાશવાણી થઈ કે,

'ન કર ચિંતા મન વિષે, ધીરજ મનમાં રાખ;
લ્હાય ત્હારી બુઝાવશે, એમ વદે વાણી સાખ.
સત્તા ત્હારી જબરી છે, ન લોપે કોઇ તુજ આણ;
સહાયક સદા સહાય થશે, એ તું નિશ્ચય જાણ.
અડગ રહીને ખુબ ઘુમજે, કર અધમોનો સંહાર;
હાથે ચઢતાં મુકીશમાં, તો થશે જયજયકાર.'

આકાશવાણીના સમયસુચક શબ્દો અબધુતના કાને અથડાતાજ, અબધુત ઝબકી ઉઠયો. ભગવતસીંહ આ સમે ભર ઉંઘમાં પડયો હતો. તેને ન જગાડતાં, અબધુત લલકારીને કહેવા લાગ્યો કે,

'મહા ભુતની, નીશા દુતની,
મ્હાડ ઔર બનકી રાણી,
તે રંગ ઔર રૂપ બદલકે
બેગે આઓ ચતુર સહાણી.'

અબધુતનો આ મંજુલ ઘોષ પવનવેગે સંચરતો સંચરતો જ્યાં મ્હાભુતની ફરતી હતી ત્યાં જઇ, તેના કાનમાં ખુબ ગણગણાટ કરવા લાગ્યો. આ મંજુલ ઘોષના ઝીણા ગણગણાટથી તે મહાભુતની સાવચેત થઈ જઈ, હબસણનું રૂપ ધારણ કરી લઇને પાણીના પુરની પેઠે દોડતી દોડતી અબધુતની સમીપ આવી ઉભી રહી.

હબસણના રૂપમાં આવેલી મહાભુતનીને જોતાંજ અબધુતે

તેને કહ્યું કે, ‘ અહો મહાભુતની ! ભગવતસીંહ ન જાણે તેમ તારા બંને હાથમાં, ભગવતસીંહને પુલ સરખો રાખીને, જ્યાં કરણસીંહ સેજ ઉપર સુતો છે ત્યાં જઇ, તેનીજ સેજ ઉપર સુવાડી દઇને કરણસીંહના બંને હાથ બાંધી લઇને કેદ કરજે, અને તેની સાથે પહેલી છબી અને સોનાની પુતળી પણ લઇ લેજે. આ બંને કર્યા પછી ભગવતસીંહને જાગૃત કરીને કહેજે કે, ‘ તારા પાપી બંધુને તેની કરણીની શીક્ષા કરવા લઈ જાઉં છું. તે માટે તું નિર્ભય થઇ તારા રાજની સત્તા પ્રાતઃકાળ થતાં પહેલા તારા હાથમાં લેજે, તારા રાજની સત્તા તારા હાથમાં લેતી વખતે કોઇ પણ માણસો સામે થઇ તારૂ અપમાન કરવાને તત્પર થાય તેવા માણસોની કતલ ચલાવવાને તારા હાથને રોકીશમાં.

તારા રાજ્યમાં તારી સત્તાને મજબુત કર્યા પછી, તે તારી સત્તાનો નાશ કરવાને કોઇપણ જાદુગર, અથવા કોઇ પણ બળવાન રાજા, તારી ઉપર ચઢી ન આવે, તેટલા માટે અબધુતના નામનો ભગવો ઝુંડો તારા કીલ્લાની ઉપર સદાને માટે ઉડતો રાખજે, જે ઝુંડો તારા શત્રુઓના હાડ ગાત્રો ગાળી નાંખશે, એટલુંજ નહીં પણ તારા બળને વધારવાને માટે તારા સૈન્યમાં વધારો કરજે, કે જેના પ્રબલ બલવડે તું સર્વત્ર જય મેળવીશ. ’

અબધુતના આ શબ્દો શ્રવણ કરતાની સાથેજ તે હબસણ ભગવતસીંહને ફુલ સરખો ઉપાડી અંતર્ધ્યાન થઇ ગઇ. તેની પાછળ અબધુત પણ ગુમ થઇ ગયો.

એક આંખના પલકારામાં તે મહાભુતની ભગવતસીંહને કરણુસીંહની બાજુમાં સુવાડીને, કરણુસીંહને બાંધી લઇને સેજ ઉપરથી નીચે પટકયો. કરણુસીંહના સીંહાસન પાસે જે છબી અને સોનાની પુતળી પડી હતી, તે લઇ લીધી અને ભગવતસીંહને જાગૃત કરીને, અબધુતે કહેલી વાત તેને કહી સંભળાવીને, કરણુસીંહ અને તે બંને વસ્તુને લઇને મ્હેલમાંથી અંતરધ્યાન થઈ ગઇ.

## મહાભુતની-મસ્તક છેદન.

આ અદભુત ચમત્કાર જોતાં જ ભગવતસીંહ ચકચકિત બની જઈને મ્હેલની અંદર અને મ્હેલની બ્હાર જોવા લાગ્યો. પણ તે કાંઇ જોઇ શકયો નહીં. તેની દ્રષ્ટી, તેની વૃત્તિ, એકજ વસ્તુ ઉપર ચોટવાથી તે હર્ષઘેલો બની જઇને મનની સાથે ઘટના ઘડવા લાગ્યો કે, ' આ હા ! ઓ ! આ શું ! હું આ સમે શું જોઉં છું ! આ પ્હેલી ભયંકર ગુફા છે ! કે શું પહેલા પહાડની નીચેની તળેટીમાં આવેલો બાગ કે શું મારો રંગમ્હેલ છે ! ખરેખર જોતા તો મારો આ રંગ મ્હેલ છે ! તે મ્હેલમાં હું એકદમ કેમ દાખલ થવા પામ્યો તે કંઈ કળી શકાતું નથી. કરણુસીંહ કયાં ગયો ? કરણુસીંહના રખેવાળો કયાં ગુમ થઈ ગયા ? હું એકલો ! મારી પાસે કોઇ નહીં, અરેરે મને કાળના મુખમાં સોંપી દીધો ! હાય ! તે કાલ હમણાં આવી મને ગળી જશે ! અરે અબધુત ! અરે મહાભુતની ! તેં

આવી મારી દયા કરી ? જો તારે આમ કરવું હતું તો પહેલાથી જ મારો પ્રાણુ બચાવવો નહોતો, મને પૃથ્વીમાં સમાવવા દેવો હતો, પણુ હાય ! તમે તો માહા વીશ્વાસઘાત કર્યો છે. તમારો સ્વાર્થ પુર્ણ થયાથી તમે મારો ઘાટ ઘડવા માટે શત્રુના ઘરમાં મને મુકી ચાલી ગયા છો, તેથી શું તમારી બ્હાદુરી ગણાશે. તેથી શું તમારી કીર્તી ગવાશે; તેથી શું તમારી માન્યતા વધશે. અહો અબધુત ! તું પણુ કળાધર જાદુગરના માથે ભાંગે તેવો નિકળ્યો છે. તું પણુ કળાધર જાદુગરને વટલાવે તેવો તારી વીદ્યામાં નિપુણુ છે. ભલે મારા પ્રત્યે તારી જે ઇચ્છા હોય, તે પુર્ણ કરી લે, મારે તો એકવાર આ દેહનો ત્યાગ કરવાનો જ છે, અને તે એકવાર થશે, તો પછી તે માટે નિરર્થક પશ્ચાતાપ કરવાથી શ્યો લાભ છે. આ દેહ ધારણુ કર્યા પછી આ જગતમાં અનેક પ્રકારના દુઃખો સહન કરતો રહ્યો છું, અનેક પ્રકારના ઘા ઝીલી રહેલો છું, તો પછી આ ઘાની કોણુ પરવા રાખે છે. આહા ! કેવી આફતો ! કેવી પ્રાણુઘાતક ભયંકર આફતો ! શું હું આવી હૃદયભેદક આફતો ભોગવવાને જ માટે સરજેલો છું. કહેતા મારી જીભમાં કાંટા ખુંચે છે, કહેતા મારા શરીરના કટકા થઈ જાયછે, શું કહું ! શું ન કહું ! શું રડું ! શું હસુ ? કોને કહુ ! કોને નિંદુ ! કોણુ અપરાધી ! કોણુ નિર અપરાધી ! આ માટે હું કોને ઠપકો આપું ! નહીં, નહીં, કોઈ ઠપકાપાત્ર નથી. કોઈ અપરાધી નથી. કોઇ નીંદાપાત્ર નથી, હું જ અપરાધીછું. હું જ ઠપકા પાત્ર છું, તો તે હુંજ ભોગવું છું, શું કહું.

'દેહ ધરેકા દુખ યહી, દેહ દેહ કહુ દેહ;
દેખ ખેહ હો જાયગી, ફીર કો ન કહેગો દેહ.'
દુગ્ધામે દોનો ગઈ, ગઈ રીદ્ધી ઓર રામ,
સ્વાર્થ પરમાર્થ કુચ્છ ન હુવા, આખીર ભય બદનામ;
ના કછુ કરો, ન કર શકયો, ના કછુ કરને યોગ,
તુલસી આય સંસારમેં ભલે હસાયે લોગ.'

આ શબ્દો તેના અંતઃકરણની બહાર નીકલતાજ તેને મુછી આવી ગઈ, અને બેશુદ્ધ બની. હાય! હું આ કેવું ભયંકર સ્વપ્ન જોઉં છું, તે ભયંકર ચીસ નાખતાની સાથે નીચે કુટી પડયો. એટલામાં વાણી થઇ કે,

'સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડીયાં,
ટાળ્યા તે કોઇના નવ ટળે, રઘુનાથનાં જડીયાં.'

માટે ઓ કાયર! ભયથી ભયભીત બનેલા ભગવતસીંહ જાગૃત થા. તું જે ભયંકર સ્વપ્નું જુવે છે, તે તેવું ભયંકર નથી, પણ સુખકર છે. જેણે તને એકવાર પ્રાણદાન આપી તારી રક્ષા કરેલ છે તે શું તારો નાશ કરવાને તત્પર થશે? જેને તેં તારા ગુરૂ સમાન ગણ્યો છે, તે ગુરૂની અવગણુતા કરવી, તેના પર અવીશ્વાસ રાખી તેના ઉપર આવો આરોપ મુકવો તે શું તારા જેવાને ઘટીત લાગે છે.

નક્કી જાણજે! અબધુતે પોતાના સ્વાર્થ માટે કરણસીંહનું હરણ કરાવી, તારૂં રાજ તને પાછું અપાવ્યું નથી! પણ ન્યાય, સત્ય અને નીચ કર્મો કરનારાઓના ગાત્રો ગાળી નાખવા માટે

જ ! માટે સાવધ થા. તારા ક્ષત્રીપણાની ટેકને જાળવી રાખવા, તારા ક્ષત્રીપણાની કીરતીને ચોટતા કાળા કલંકને દુર કરવા માટે, એકવાર તારા હાથમાં તારી તરવારને લે, અધમ અને પાપીમાં પાપી દુષ્ટોના રૂધીરની ધારા ચલાવવા તારા ક્ષત્રી બાહુબળને અજમાવ ! તારી તરવાર તને મદદ કરશે ! તારી તરવાર તારી જશના કરશે ! તારી મદદે સહાયભુત મહાસમર્થો ઉભા છે. તે સમર્થોના સમર્થને, એકવાર તારા શત્રુઓનો સંહાર કરતાં જોઇશ ! માટે કહુંછું તે તું સાંભળ !

' હીંમત કીંમત હોય, હીંમત બીન કીંમત નહીં,
કરે ન આદર કોય રદ કાગળ જ્યું રાજીયા.
પામી ઉત્તમ હે જન્મ, સર્વાંગે પુર્ણ હોય જે,
ન જાણે નિજનું શ્રેય, આત્મઘાતક છેજ તે. '

---

આ વાણી સાંભળતાંજ ભગવતસીંહ તરત ઉભો થયો. ઝટ તરવાર મ્યાનમાંથી ખેંચી હાથમાં લઇ, મનની સાથે ફરીને ઘટના ઘડવા લાગ્યો, અહાહા ! હું કેવો મુર્ખછું ! અહાહા ! હું કેવો અજ્ઞાન છું ! અહાહા ! મારી વીચારશકતી કેટલીબધી મંદ છે. તેનો દોષીત હું છું, તેનો અપરાધી હું છું, તેનો જવાબદાર હું છું, જેણે મારા ઉપર ઉપકાર કર્યો છે, તેનોજ હું તીરસ્કાર કરવા તયાર થયોછું છતાં તે કેવો દયાળુ છે ! છતાં તે કેવો ક્ષમાવંત છે. તેને તે માટે જરા પણ ક્રોધ નથી, તેને તે માટે જરા પણ અભાવ નથી, એ પુરૂષ કેવો હોવો

જોઇએ ? તે પુરૂષ શું ન કરી શકે ? તેની ઇચ્છામાં આવે તે કરી શકે ! તે કોઈ મહાત્મા નથી, તે કોઇ મ્હાન પુરૂષ નથી, પણ તે કોઈ અગ્મધુત વેશે દૈવી શકતી છે. જો તે દૈવી શકતી ન હોત તો, શું તે કળાધર જાદુગરના જબરા જાદુના ઝપાટામાંથી મને બચાવી શકત ? જો તે દૈવી શકતી ન હોત તો શું તે ગુફામાં મહાભુતનીને વશ કરી શકત ? જો તેનામાં દૈવી શકતી ન હોત તો શું તે કરણસીંહને અધર ઉઠાવી લઈ શકત ? જો તેનામાં દૈવી શકતી ન હોત તો શું તે મને મારૂં રાજ સ્વાધીન કરી શકત ? જો તેનામાં દૈવી શકતી ન હોત તો શું તે મને આ સમે સાવચેત કરી શકત ? નહીં, નહીં, તે ખરેખર દૈવી શકતી છે ! તે પુજ્ય છે, તે શ્રેયદાતા છે, તે જગતના કલ્યાણ અર્થેજ ઉત્પન્ન થયેલી હોય એમ હું માનુંછું ! અહાહા ! મારા આવા કટાકટીને સમે મારા જેવા એક નિરભાગીને સહાયભુત થઈ પડી છે. તો પછી હું શા માટે મારી તરવારનો સદઉપયોગ ન કરૂં. નીર્દોષનો ભોગ લેનારાઓ, ભોળાઓને ભરમાવી પોતાનું નિચ કર્મ કરનારાઓનો નાશ કરવાનો જે સમય મને મળ્યો છે તે સમયને હું શા માટે જવા દઉં ! સત્યમાંજ જય છે ! સત્યમાંજ સાર છે. સત્યથીજ દૈવી શકતી સહાય થાય છે. સત્યથીજ સીદ્ધિ રીદ્ધી પ્રાપ્ત થાય છે, સત્યથીજ આ સંસાર રૂપી સાગરને તરી શકાય છે. અન્યાયીઓને શીક્ષા કરવી એજ મારો ધર્મ છે તે ધર્મને અનુસરીને મારે વર્તવુંજ જોઇએ.

એટલું કહી તે ઝટ મહેલની નીચે ઉતર્યો, અને મ્હેલના

રક્ષકોને બોલાવીને કહ્યું કે, 'અહો અનુચરો! તમારા દુષ્ટ પતિને રાજથી ભ્રષ્ટ કરવામાં આવ્યો છે, માટે તમારા હથ્યારને નીચે મુકી મને શરણે આવો, અગર જો તમે મારી આજ્ઞાનો ભંગ કરી મારી સામે ઉંચી નજર કરીને જોશો તો એક ક્ષણમાં તમારો નાશ કરવાને આ મારી તરવાર સમર્થ છે.'

તે રક્ષકોએ પોતાની તરવારો ખેંચીને ભગવતસીંહની ઉપર ધસી જઇને કહ્યું કે, 'એ નીચ! તને એકવાર જતો મેલ્યો છે, તને એકવાર ક્ષમા બક્ષી છે, તો પછી ફરીને તારા પ્રાણનો નાશ કરાવવાને કેમ ઉન્મદ બન્યો છે! જા! જા! હજી અમે તને જીવતો જવા દઇએ છીયે. પણ જો તારા બંધુના સેનાપતિને આ ખબર પડશે તો તે તારી જીવતા ચામડી ઉતાર્યા વગર રહેશે નહી'.

ભગવતસીંહને હાડ હાડ વ્યાપી જવાથી, ભગવતસીંહ સીંહની પેઠે ગર્જના કરતો તે રક્ષકોની ઉપર તુટી પડયો. અને બકરાઓની પેઠે કાપતો કાપતો આગળ ચાલ્યો. આ ભયંકર કાપા કાપી જોનારાઓ ભય પામી પોતાના ઘરમાં સંતાઈ જવા લાગ્યા. અને આખા વીરપુરમાં ભય-ત્રાસ વર્તાઇ ગયો. ભગવતસીંહના ભાઇ કરણસીંહનો બુઢો સેનાપતિ લશ્કર લઇને ભગવતસીંહની સામે ધસી આવ્યો. અને તે બેની વચ્ચે દારૂણ યુદ્ધ મચ્યું. ભગવતસીંહની તરવારે એક ક્ષણમાં સર્વેને યમપુરીમાં પહોંચાડી દીધા. વીરપુર લોહી અને માંસથી ભરાઈ ગયું, અને તે લોહી માસથી તૃપ્ત થવાને અનેક ભયંકર પ્રાણીઓ તુટી પડયા.

જેના વસ્ત્રો, લોહીથી રંગાઇ ગયેલા છે, જેનું શરીર લોહીથી ભીંજાઈ ગયું છે, જેની આંખોમાંથી અગ્ની ઝરી રહેલો છે, જેની તરવાર ચમકી રહેલી છે, એવો ભગવતસીંહ પોતાના શત્રુનાં બળનો નાશ કરતો શહેરના દરવાજાની બાહાર આવ્યો.

દરવાજાની બ્હારના મેદાનમાં એક રણસ્થંભ રોપેલો હતો, જેની ઉપર કરણસીંહને લટકાવેલો હતો. તેની પાસે જઇને ઉભો. તે જોતાંજ તેના હાથ, તેનું શરીર ઉછળવા લાગ્યું.

એટલામાં મહાભુતની મહાભયંકર સ્વરૂપ ધારણ કરીને ભગવતસીંહની સમીપ આવીં ઉભી. અને કહ્યું કે, ' અહો ભગવતસીંહ ! જોય છે શું ? વીચાર શું કરે છે ? આ તારા દુષ્ટ બંધુને ઝટ છેદી નાખ ! આ મહા નીચ છે ! એ ક્ષત્રી નથી ! જો તે ક્ષત્રી હત તો શું તે જાદુગરની કબુલાત કબુલ કરત ? જો તે ખરો ક્ષત્રી હત, તો શું તે જાદુગરના બળનો ઉપયોગ કરત ! જો તે ખરો ક્ષત્રી હત, તો શું પોતાના કુટુંબનો, પોતાના બંધુનો નાશ કરવાને સમર્થ બનત ? માટે તે ખરો ક્ષત્રી નથી. તે ક્ષત્રીની જાતને વગોવનારો છે ! તેનો તું નાશ કર ! તેને જીવતો રાખવાથી તે કંઇકનો નાશ કરશે ! તે કંઇકને રંજાડશે ! તે કંઇકની મર્યાદા લુટશે ! તેનો સંગ દુષ્ટનો છે, અવીચારીનો છે, અધર્મીનો છે ! તે અધર્મીની, ને અવીચારીની આંખ ઉઘાડવા માટે તારા બંધુનો નાશ કર, ઢીલ નહી કર ! તેના નીચ કર્મોથી સુર્ય પણ ઝાંખો પડી ગયો છે ! તેના મહા પાપોનો પડછાયો પડવાથી આકાશનો રંગ બદલાઇ ગયો છે તે તું જો.

તેના મહાપાપના ભારથી પૃથ્વી પણ કંપી ઉઠી છે, તેમાંથી સર્વને મુક્ત કરવા માટે તારા બંધુ રૂપી શત્રુનો નાશ કર. તને ઇશ્વર સહાય કરશે ! એમાં તું પાપ ગણીશમાં ! એને તું જીવતો સમજીશમાં, પણ મરેલોજ સમજજે. તું આ કાર્ય કરવાને માટે સરજાયો છે તે તું કાર્ય કરવાને સમર્થ થા, સચેત થા. આવેશમાં આવેલા ભગવતસીંહે તરત રણસ્થંભ ઉપર ચઢી જઈ પોતાના ભાઇનું મસ્તક છેદી નાખ્યું. ધડથી છુટું પડેલું મસ્તક ઉછળતું ઉછળતું એક ક્ષણવારમાં કયાં ગુમ થઈ ગયું તે ભગવતસીંહ જાણી શકયો નહી.

ભગવતસીંહને લઇને મહાભુતની મહેલમાં આવી, અને ભગવતસીંહને સીંહાસન ઉપર બેસાડીને કહ્યું કે, ‘ હવે તું શાંત થા ! શાંતરૂપ ધારણ કર ! મર્યાદા રૂપ વસ્ત્રો ધારણ કરીને તારી પ્રજાને ધીરજ આપી, તારી પ્રજાના મનમાં પેઠેલા ભયને દુર કર. લોહી માસથી ભરાઈ ગયેલા નગરને સ્વચ્છ કરાવી તારી સત્તાને સ્થાપ. હવે હું જઈશ.’ એટલું કહી તે મહાભુતની અદ્રશ્ય થઈ ગઈ.

આ રણસ્થંભની ભયંકર ગર્જનાથી પૃથ્વી ડોલવા લાગી, સર્વત્ર અંધકાર વ્યાપી ગયો, અને ચારે દીશાએ ભયંકર સ્વરૂપ ધારણ કરી ડોકીયાં કરવા લાગ્યો.

મધ્યાન થતાંજ કળાધર જાદુગર કાળસ્વરૂપ ધારણ કરીને તે મસ્તકની સાથે મ્હોટી ભયંકર ફોજ લઇને તે રણસ્થંભની આગળ આવીને ઉભો.

કળાધરના હુકમથી તે લશ્કરે આ વીરપુરને ઘેરી લીધું, અને વીરપુરની ઉપર તોપોનો મારો ચલાવ્યો.

પ્રીય વાંચક ! કળાધર પોતાની સાથે જે ભયંકર ફોજ લાવ્યો હતો, તે ફોજ કનકાવતી નગરીના રાજાની હતી. તે રાજા કળાધરના જાદુથી બહુ ડરતો હતો. તેથી તેણે પોતાની ફોજને કળાધરની મરજી મુજબ વર્તવાને આપી હતી. કળાધર જાદુગરના હુકમથી કનકાવતીના લશ્કરે વીરપુર ઉપર જબરો તોપોનો મારો ચલાવ્યો પણ તે મારાથી વીરપુરને જરા પણ હાની ન થઇ. તેનું કારણ શું તે વાચક ! તુંજ સમજી લેજે.

રણસ્થંભ ઉપરથી કરણસીંહના ધડને ઉતારવાને કળાધર જાદુગરે પોતાની જાદુઇ વીદ્યાના બળનો બહુ પ્રયોગ કરી જોયો, પણ તેના તે પ્રયોગમાં તે સંપુર્ણ રીતે ફાવી શકયો નહીં.

વીરપુર ઉપર જબરો તોપનો મારો ચાલુ થઇ રહ્યો છે, છતાં વીરપુરના કીલ્લામાંથી એક કાંકરી પણ ચસકતી નથી. તે જોઇ કળાધરનું લશ્કર વીસ્મય પામી ગયું.

જેણે કેસરીઆ રંગના વસ્ત્રો ધારણ કરેલા છે, જેનો ઘોડો કેસરી રંગથી રંગવામાં આવેલો છે, જેના ભાલા ઉપર કેસરી રંગ ચઢાવેલો છે, એવો ભગવતસીંહ જય શકતી ! જય શકતી ! તારો સર્વ જય થાઓ ! તારા બળથી અધમોનો નાશ થાઓ ! તારા પરાક્રમથી પૃથ્વી ઉપરનો ભાર ઓછો થાઓ ! આવી રીતે લલકારતો અને શત્રુઓના હાડ ગાત્રો ગાળતો ગાળતો કળાધરની જબરી ફોજની અંદર પેઠો.

ભગવતસીંહને ફોજનો સંહાર કરતો જોઇ કળાધર જાદુગર ભગવતસીંહની સામે આવી ઉભો, અને અપશબ્દોથી ભગવતસીંહની છાતી વીંધવા લાગ્યો કે, " ઓ કમબખ્ત ! સબુર કર ! તારી તરવારને મ્યાન કર ! બકરાઓને કાપવામાં શું તારી કીર્તી સમજે છે ! પહાડ સરખા ઉભેલા પ્રચંડ યોદ્ધાની સાથે તારા પરાક્રમને અજમાવ ! તું જાણતો નથી હું કોણ છું ! તું મને ઓળખતો નથી, હું કેવો મહા સમર્થ છું ! મારી સમર્થ સત્તા આગળ તું એક તૃણ સમાન છે ! તે તૃણને કાપતા કેટલીવાર ! તે તૃણને અગ્નીને સ્વાધીન કરતાં કેટલી ઢીલ ! મહાન રાજાઓને વશ કરનાર આ કળાધર જાદુગરને તું કેમ ભુલી ગયો ! તેં મારી મર્યાદા લુટી છે ! તે કુતરાને, હું હવે કેમ જીવતો જવા દઇશ ! તે તો તારા ભાઈનું મસ્તક છેદ્યું છે, પણ પારકા બળ ઉપર જીવન ગાળનાર તારૂં મસ્તક ન છેદતાં તને લોખંડના ઝેરી અણીયાળા ખીલાવાળી પેટીમાં પુરી તને રીબાવી રીબાવીને મારીશ ! હજી હું તને કહુંછું, સમશ્યામાં સમજાવુંછું, જો તારા પ્રાણની ખેવના રાખતો હો તો તારી તરવારને નીચે ફેંકી દઈ મારે શરણે આવીશ તો હું તારા અપરાધને ક્ષમા કરીશ. જો તું નહીં સમજીશ તો હું તારી નજર સમક્ષ આ તારા વીરપુરને બાળી ભસ્મ કરી નાખીશ અને પછી તને તારા કૃત્ય બદલ શીક્ષા કરવાને તત્પર થઇશ.'

કળાધરના મસ્તક ઉપર તરવાર મુકીને કહ્યું કે, તારામાં કેટલીક સત્તા છે, તે સત્તાથી 'તારા મસ્તક ઉપર મુકવામાં

આવેલી મારી તરવારનો નાશ કર, અને પછી મારો નાશ કરવાને તત્પર થજે,' પોતાના મસ્તક ઉપર મુકવામાં આવેલી તરવારનો નાશ કરવા માટે કળાધરે પોતાના બળને, જાદુઇ વિદ્યાને, બહુ અજમાવી જોયા, પણ પોતાના મસ્તક ઉપરથી ભગવતસીંહની તરવારનો નાશ કરી શકયો નહીં, તે જોઇને ભગવતસીંહે કહ્યું કે, 'ઓ દુરાત્મા! જગતકર્ત્તાના કાયદાનો ભંગ કરી, તારી દુષ્ટવાસનાઓ પુર્ણ કરવા માટે, તારી જાદુઈ વીદ્યાના બળથી તારી સત્તા ચલાવીને, આ ભુમિ ઉપર કાળો કેર વર્તાવી મુકયો છે. તે તારા ભયંકર ત્રાસથી ત્રાય ત્રાય પોકારી રહેલા અસંખ્ય જીવોની દીનવાણી સાંભળીને, તે જીવોને, તારા ત્રાસમાંથી મુક્ત કરવા માટે તે જગતકર્ત્તાએ એક અલૌકીક શક્તીને ઉત્પન્ન કરેલી છે, તે શક્તીની સહાયતાથી મેં આ તરવાર તારા મસ્તક ઉપર મુકી છે.'

**કળાધર**—ઓ મુર્ખા! આ જગતનો કોઇ કર્ત્તા નથી, અને કદાચ તું માનતો હો, અને તે તારી માન્યતાથી તારી તરવારને મારા મસ્તક ઉપર રાખી મને ભય બતાવે છે. તે તારી શક્તીથી તું શું કરી શકે છે, તેજ માત્ર જોવા સારૂં તારી તરવારનો નાશ કરતો નથી. તું કેવળ અજ્ઞાન છે, તેથી તું તારૂં સ્વરૂપ ઓળખી શકતો નથી, તો પછી તું બીજાનું સ્વરૂપ શું જાણી શકવાનો હતો. જો તું તે જાણી શકવાનું જ્ઞાન ધરાવતો હત તો, આ જગતનો કર્ત્તા છે, એમ તું કદી પણ મને કહેત નહીં. હમણાં તારી શક્તિનો, અને તેના

સાથે તારો પણ નાશ કરીશ. જોઉંછું કે, તારો જગતકર્ત્તા અને તેને ઉત્પન્ન કરેલી શક્તિ મને શું કરે છે.

**ભગવતસીંહ**—ઓ દુરાત્મા! જગતકર્તા નથી, એમ કહેનાર તું ખરેખર મનુષ્ય નથી પણ કોઈ પીશાચ છે. તારો આત્મા દુષ્ટ વાસનાઓમાં વિટલાઇ ગયેલો હોવાથી જગત-કર્ત્તાને ભુલી જઇ પોતે નાસ્તિક બની બેઠો છે. તે દુષ્ટવાસના-ઓને જયાં સુધી તારો આત્મા ત્યાગ કરશે નહિં ત્યાં સુધી તારા આત્માને થયેલા ખોટા ગર્વનો નાશ થનાર નથી. તારાજ જેવા બીજા આત્માઓ હું કોણછું, મારૂં કર્ત્તવ્ય શું છે, મારે વારંવાર કર્માધારી જીવોની સાથે શા માટે જન્મ લેવો પડે છે, તેનો વિચાર નથી કરતા, તો તે આત્માઓ અતોભ્રષ્ટ તતો ભ્રષ્ટ થાય છે, તેનું મુળ કારણ તેની દુષ્ટ વાસનાઓ છે. આ જગતની અંદર જે જે વસ્તુઓ ઉત્પન્ન થયેલી છે ને તે વ-સ્તુઓ અંદરથી ખોટી હોય, ઉપરથી મોહક અને સુંદર હોય, તેનો વિચાર ન કરતાં, તે વસ્તુ પ્રાપ્ત કરવા માટેની જે વા-સના તેને થાય છે, અને તે વાસના તેને દુઃખોની અને પાપોની ગુફામાં ઘસડી જવાનો પ્રયત્ન કરે છે, છતાં તે આત્મા તે નાશવંત વસ્તુનો ત્યાગ કરી શકતો નથી, તેથી તે આત્મા ગર્વીષ્ટ બની જઇ પોતાનું કર્ત્તવ્ય ભુલી જાય છે, જો તે આત્મા પરમાત્મ:નું ધ્યાન ધરી પરમાત્માને પ્રાર્થના કરે કે, 'મારી બુદ્ધિને ભ્રષ્ટ કરનારી એવી વસ્તુનો નાશ કરો! નામ અને કીર્તી મેળવવાના આવતા ખોટા સ્વપ્નાનો નાશ

કરો ! જે જે વસ્તુ સ્વામીપણાનું અભિમાન ઉત્પન્ન કરાવે છે તે વસ્તુનો નાશ કરો. અર્થાત્ ! આ આત્માને આ નાશવંત જગતમાં ફરી ફરીને જન્મ આપનારી સર્વ વસ્તુનો નાશ કરો ! તો શું તે જગતનકર્ત્તા પોતાના આત્માની ઇચ્છા પૂર્ણ નહીં કરશે.

અફસોસ ! આ જગતમાં જે જુલમગારો ઉત્પન્ન થઈ પોતાનો ત્રાસ વર્તાવી રહેલા છે તે જુલમગારો એવું માની બેઠા છે કે, અમારાથીજ સઘળાઓની ઉત્પત્તિ થાય છે, અને અમારામાંજ સઘળા લય પામે છે, અમે તે અદ્વિતીય બ્રહ્મ છૈયે, અને ન્હાનાથી ન્હાના છૈયે. સ્થુલથી સ્થુલ છૈયે. સર્વ ચમત્કારીક જગત તે અમે છૈયે, અમેજ પુરાતન, અમેજ ઇશ્વર, પ્રકાશ અને આનંદ તે પણ અમે છૈયે, પુણ્ય અને પાપની અમને ધાસ્તી નથી, અમારો નાશ થતો નથી, જન્મ શરીર, કલ્પના, બુદ્ધિ એની સાથે અમારો સંબંધ નથી, પૃથ્વી, આપ, તેજ, વાયુ અને આકાશ એનાથી પણ અમે બહુ દુર છૈયે. એવી રીતે માનનારાઓમાંનો એક તું છે. પણ તેનું પરિણામ કેવું આવશે તેનું તું પ્રત્યક્ષ જોઇશ નહીં ત્યાં સુધી તારા આત્માના ગર્વનો નાશ થનાર નથી.

‘ જા ! પાપી જા ! એક ઝટકાની સાથે તારા મસ્તકને ઉરાડી નાખીશ ! પણ તારા મસ્તકને ઉરાડવાનો હજી ઘણો લાંબો સમય છે, તેથી તારા મસ્તક ઉપરથી મારી તરવારને

પાછી ખેંચી લઇને આ સમે હું તને જીવતદાન આપું છું, તે જીવતદાન લઇને તારે રસ્તે પડ. અગર તારે રસ્તે ન પડવું હોય તો તારાથી થાય તે કરી લેજે.'

એટલું કહેતાની સાથેજ ભગવતસીંહ કનકાવતીના લશ્કરની ઉપર ધસી ગયો, તે જોઈ કળાધર ભગવતસીંહની ઉપર દોડયો.

ભગવતસીંહ તો ઘાસની પેઠે લશ્કરને કાપવા લાગ્યો. પણ કળાધરના ઝપાટામાં ભગવતસીંહ ન ચઢવાથી કળાધર કાયર બની ગયો, પણ જ્યારે મહાભુતની ભયંકર સ્વરૂપ ધારણ કરીને કળાધરની ઉપર ધસી, તે જોઈ કળાધર ત્રાસ પામી જઈ, પોતાને હાથે કરણસીંહના મસ્તકને ઉપાડી મહાભુતની-ની તરવારની અણી ઉપર ફેંકી દીધું, તે મહાભુતનીએ ઝીલી લઈને સર્વ લશ્કરની સમક્ષ ભક્ષ કરી ગઈ. આ ભયંકર પ્રકાર જોતાંજ કળાધર અને તેની પુંઠે પડીને લશ્કર પોતાના પ્રાણ બચાવવા માટે ન્હાસવા લાગ્યું. પણ તે મહાભુતનીએ તમામ લશ્કરની કતલ કરી પૃથ્વીને લોહી અને માસથી ઢાંકી નાખી.

મહાભુતનીએ મહાભયંકર ગર્જના કરીને ભગવતસીંહને કહ્યું કે, 'ઓ ભગવતસીંહ ! ઓ વીરલા પુરૂષ ! શાંત થઈ કેમ ઉભો ? જે કામ હજી કરવાનું છે તે કામ કર્યા વગર કળાધર જાદુગર, અને તેને મદદ કરનારા ખળ રાજાઓની આંખ ઉઘડનાર નથી. માટે કનકાવતી ઉપર તારી નજરને

ફેંક ! તે તરફ તારા ઘોડાને છોડી દે ! અને કનકાવતીના તમામ લશ્કરનો નાશ કરી, તેના રાજાને કેદ કરી, તારા નામને અમર કરી લે. પછી જોઉંછું કે, કળાધર જાદુગર કનકાવતી નગરીમાં પોતાનું રાજ કેમ ચલાવે છે, નીર્દોષ બાળાઓની મર્યાદા કેમ લુટે છે ! પોતાનું જાદુ તંત્ર કેમ ચલાવે છે ! જા ! સત્વર જા ! તારૂં કાર્ય સીદ્ધ કર ! કનકાવતીને બાળી ભસ્મ કરી નાખ ! તેના દુષ્ટ કારભારીઓને પકડી છેદી નાખ ! જા મારી રજા છે ! જા ! મારી તને સહાયતા છે ! જા ! જસ રંગ જમાવ ! એટલું કહેતાની સાથે તે મહાભુતની-અલોપ થઇ ગઇ.

જેમ અગ્નીમાં લોહ નાખવાથી તપી જાય છે, તેમ મહાભુતનીના શબ્દોથી ભગવતસીંહ તપી જઇને પોતાના ઘોડાને એકદમ કનકાવતી નગરી તરફ છોડી દીધો.

કનકાવતી નગરીમાં પ્રવેશ કરતાની સાથે તેણે પોતાની ભયંકર રૂપ ભવાનીને ભોગ આપવાને વાર લગાડી નહીં. જે જે મોરચાઓ સામે આવતા ગયા તેનો નાશ કરતો તે કનકાવતીના રાજાના મ્હેલમાંજ પહોંચ્યો, અને કનકાવતીના રાજાને કેદ કરી લઇને કનકાવતીને સળગાવી મુકી.

કનકાવતીને સળગતી જોઇ કનકાવતીની પ્રજા ત્રાસ પામી પોતાનો માલ ખજાનો મુકી જીવ લઇને નાઠી.

કનકાવતીને સળગતી રહેવા દઇ, કનકાવતીના રાજાને કેદ કરી ભગવતસીંહ વીરપુરમાં દાખલ થયો. પણ જે રણસ્થંભ

ઉપર કરણુસીંહનું ધડ લટકી રહેલું છે તે હજી સુધી અગ્ની-સંસ્કાર ભેગું થયું નથી. તેનુ કારણુ પ્રિય વાંચક ! હવે પછી તારા જાણુવામાં આવશે.

જેમ હનુમાને લંકાને સળગાવી મુકી હતી, તેમ ભગવતસીંહે પણુ પોતાના પરાક્રમનો અને શક્તીનો અદ્ભુત ચમત્કાર બતાવી અનીતિમાન, ધર્મરહીત થઇ અનર્થ કાર્યો કરનારા, અને સર્વેને દુખ રૂપી થઇ પડેલા મહા દુષ્ટાચારી રાજાઓના, હાડ ગાત્રો ગાળી નાખવા માટે, કનકાવતીને સળગાવી મુકવાથી, કનકાવતીની સકલ પ્રજા ભય-ત્રાસ પામતી પોતાનાં રાજાને ફીટકારતી, ઉંડા નીશ્વાસ નાખી આંખમાંથી બોર બોર જેવડાં આંસુઓ પાડતી, પોતાના બાલબચ્ચાઓનાં પ્રાણુ બચાવવા માટે, જ્યાં ત્યાં ન્હાસભાગ કરવાથી સર્વત્ર જબરો ભયત્રાસ વર્તાઇ રહ્યા હતો.

આ ભયંકર ત્રાસ સર્વત્ર પસરી જવાથી, કનકાવતીની આસપાસ વસેલા ન્હાનાં મ્હોટાં ગામડાઓનાં લોકો ભયભીત બની જઇ, પોતાનાં જર જોખમની તલભાર પણુ પરવા ન કરતાં પોતાનાં ગામડાઓને નવગજનાં નમસ્કાર કરીને, સત્ય રાજાઓના પ્રદેશની હદમાં જઇ વસવાની દોડાદોડ કરી મુકવાથી કનકાવતીનો આખો પ્રદેશ ઉજડ થઇ ગયો.

એક બાજુ કનકાવતી આગથી બળી રહી છે, બીજી બાજુથી વીરપુરની ભાગોળે રોપવામાં આવેલા રણુસ્થંભની આગળ કનકસેનને બાંધીને ભગવતસીંહના અનુચરો ઉભા છે.

તે અબધુતે જોઇને કનકસેનને કહ્યું કે, ' ક્ષત્રી વંશને કલંકીત કરનાર દુરાત્મા ! તું ક્ષત્રી સીંહ નથી, પણ ક્ષત્રી સીંહના કુળમાં અંગારા રૂપે ઉત્પન્ન થયેલો દુષ્ટ રાજા છે. તેં તારા પુર્વજોને રૌં રૌં નર્કમાં નાખવા જેવા કૃત્યો કર્યા છે, તે કૃત્યો બદલ તને શીક્ષા ભોગવવી પડશે. આ શીક્ષા જગત કર્ત્તાની છે, તે શીક્ષા ભોગવવા માટે તને વારંવાર આ જગતમાં, અનેક યોનીયોમાં અવતાર લેવો પડશે છતાં તારી મુક્તી થનાર નથી, એવું તેં ઘોરકર્મ કરેલું છે. આ જગતમાં તું મહા દુષ્ટ, પાપી, મહા ભયંકર કૃત્યો કરનાર રાક્ષસ કહેવાઇશ, તેં તારૂં ખરૂં સત્યસ્વરૂપ બદલી નાખીને, મહાક્રૂર સ્વરૂપ ધારણ કરવાથી તારી પ્રજા ત્રાય ત્રાય પોકારી રહી છે, તારા પાપનો ભોગ, તારી નીર્દોષ પ્રજાને ભોગવવો પડયો છે. તારી પ્રજાના શાપથી તારૂં કોઈ પણ સ્થાનમાં કલ્યાણ થનાર નથી. તે તારા હાથે તારા પગો કાપી નાખ્યાંછે, તેં તારા હાથે તારા સત્યનો નાશ કર્યો છે. તે શું કર્યું નથી ? તારી દુષ્ટ ઇચ્છા પુર્ણ કરવા માટે, નહીં કરવાનું તેં કર્યું છે. જો બરાબર જો ! તારૂં મહા પાપ તને શું બતાવે છે ! જો ! પાપી જો ! તારા મહા ભયંકર ઘોર કર્મો તને શું બતાવે છે ! તે તું જો. તારી પાપી આંખથી બરાબર જો ! તારી કનકાવતીની શી દશા થઇ છે. તારી પ્રજાની શી દશા થઇ છે, તે દશા તરફ તારી પાપી આંખને ફેંક ! આવા તારા ઘોર કર્મોનું ફળ તું ભોગવે છે કે, તને મદદ કરનાર પહેલો

દુષ્ટ જાદુગર કલાધર ભોગવે છે? અરે ઓ નીચ! તારી રાજનીતિ, તારી ધર્મ નીતિ, અને તારા પુર્વજોનાં પરાક્રમો તરફ નજર ન કરતાં, કામાંધ બનીને એક જાદુગરના તેજમાં અંજાઇ ગયો, તેને આધીન થઇ તેનો ગુલામ બની ગયો, ધીક્કાર છે તને, ધીક્કાર છે તારા રાજ ધર્મને! ધીક્કાર છે તારી ક્ષત્રી જાતને! તારા કરતાં કાંટામાં ઉગેલાં પુલોમાં વધારે ગુણ હોય છે, તારા કરતાં વનમાં રહેનારા અજ્ઞાન માણસો અને પક્ષીઓમાં પણ વધારે ગુણ હોય છે. પણ તારા જેવાં કહેવાતાં રાજાઓમાં તેવો ગુણ નથી હોતો એજ મહાદુખનું કારણ છે. તારા કુકર્મોની કંઇ શીમા છે, તારા માથા ઉપર જેટલાં બાળ છે, તેટલાંજ તારા દુશ્મનો છે, તે દુશ્મનોને તું જેવા તેવા સમજીશમાં, તે દુસ્મનો તારા કળાધરથી કે તેના જાદુથી બીનારા નથી, કયાં છે તારો સલાહકાર! કયાંછે તારો નાસ્તિક મદદગાર! કેમ તારી સાથે આવી, તારી બળતી નગરીને ઓળવી, તને બચાવી શકયો નહીં. આવું ઘોર કર્મ કરવાથી કોના સુખનો, કોના વૈભવનો, કોની સંપતીનો, કોની સંતતીનો નાશ થયોછે તેનો તું વીચાર કર! તારી નગરીનાં નાશ સાથે તારો પણ હમણા નાશ થશે, તેનો પણ તું વિચાર કર, ઓ પાપી! ઓ નીશાચર તેનો તું વીચાર કર!

**કનકસેન**—ઓ પાષાણ પુજક! આ જગતકર્તાની હસ્તીનો, પુણ્ય અને પાપને માનનારાઓને વિચાર કરવાનો છે, પણ

પોતાનો નાશ નથી એમ માનનારાઓને કંઇ પણ વિચાર કરવાનો નથી.

અબધુત—ખરેખર તું અને તારા સહાયક કેવળ વિષય-વાસના તૃપ્ત કરવા માટે નાસ્તિક બની જગતકર્તાની હસ્તીને સ્વીકારતાં નથી. પણ જ્યારે તે કાલનો મહાકાલ તમારા નાસ્તિકપણાનો નાશ કરવાને તમારી સમીપ આવી ઉભો રહેશે ત્યારેજ તમે જગતકર્તાની હસ્તીને કબુલ કરશો. તે વખતે તમને તમારા પાપની જ્વાળા બાળી નાખશે. ઓ મુંઢ મતી! હું કહું છું તે તું સાંભળ, અને ત્યાર પછી તારે જે વીચાર કરવો હોય તે કરજે.

'શુણ મુંઢ મતિ, શા માટે મુઝાય વિષય સુખમાંહી,
સુખ લેશ નથી, અંત સમયે એ સર્વે છે દુખદાઇ.
તું દેખ વિચારી એ કયાંથી થયું,
વળી વણશે ત્યારે કયાંજ ગયું;
જો કોણની પાસે અખંડ રહ્યું,
જેમ મરૂસ્થલમાં સરીતા દરશે,
જેમ દર્પણમાં, પ્રતિબીંબ દીશે,
નથી વાસ્તવ પણ તુજને ભાસે.
જેમ મર્કટ શુંજ વીણી લાવે,
કરી પુંજ ફુંકથી સળગાવે,
પણ ટાઢ રતી ભર નવ જાયે.' સુણ.

અબધુતની આ વાણી સાંભળતાજ કનકસેન કાંપવા લાગ્યો,

અને મીણના પુતળાની પેઠે સજડ થઈ ગયો. કમળપત્ર પરથી જળબીંદુને ખરી જતાં કેટલીવાર ? સાગરનાં ઉછલી રહેલાં મોજા સાથે, નાજુક નૌકા કેટલી વાર ટકી શકે ? મુશળધાર મેઘ વૃષ્ટિ આગળ કોમળ લતીકાઓ કયાં સુધી ટટાર રહી શકે ? ગ્રિષ્મ રૂતુના સખ્ત તાપ આગળ જળમાંથી બહાર કાઢવામાં આવેલું માછલું કેટલો વખત જીવી શકે ? તેમ કનકસેનને થોડા સમયને માટે ઉત્પન્ન થયેલું નાસ્તિકપણું થોડા જ સમયમાં અલોપ થઇ જવાથી ઇશ્વરનું સ્મર્ણ કરવાની વૃત્તિ તેના હૃદયમાં જાગૃત થવાથી તે કહેવા લાગ્યો કે, 'સ્ત્રીના સુસ્વરૂપ ઉપર મોહીત પહેલાં મનુષ્યો શું નથી કરી શકતાં ? વાસ્તવિક રીતે જોતાં રૂપ મુગ્ધ મનુષ્યો અંધ બનેછે. જેમ દિપક સાથે પતંગનો જેવો સંબંધ છે તેમ મનુષ્યના મનરૂપી પતંગનો પણ સ્ત્રીની સુંદરતા રૂપી-દીપક-પ્રકાશનો પણ તેવોજ સંબંધ છે. પ્રકાશ જોઇ પતંગ જેમ તેમાં પડવા ઇચ્છે છે, તેજ પ્રમાણે સુંદરતા જોઈ, મુગ્ધ થયેલા મુર્ખ પુરૂષોનું મન પણ તેના તરફ દોડે છે. પ્રજ્વલિત દિવ શીખામાં પડી પતંગો જે પ્રમાણે પ્રાણ ગુમાવે છે તેજ પ્રમાણે સુંદર સુંદરીની સુંદરતા રૂપ શીખામાં મન પણ બલીને ભસ્મ થાય છે, ભેદ માત્ર એટલોજ છે કે દીપ શીખામાં પડી, પતંગ પોતાની બાકી રહેલી જીવન લીલા સમાપ્ત કરે છે ત્યારે મનુષ્ય રૂપ પતંગ જીવન ધારણ કરવા છતાં મૃત્યુ પામેલાની પેઠેજ ભ્રમિત બની જાય છે. કલાધરની અને મારી પણ તેવી ગતિઓ થઈ છે, તે પતંગ છે,

અને તેની પાસે જે અનેક સ્ત્રીઓ છે તે દીપક છે. તે વિચાર-હીન થઈ સ્ત્રીના રૂપ શીખામાં પડી માધુર્યની ઉશ્ણ જ્વાળામાં પડીને રૂપાન્ધ બંન્યો છે, એ દિપ શિખામાં બળી ભસ્મ થઈ ગયા વગર રહેનાર નથી.

ખરેખર રીતે જોતાં તો આ જગતમાં સ્ત્રી એ એક વિષધર નાગણી છે, તેના વિષનો સ્પર્શ જેને થાય છે તે ઝેરને ઉતારવા માટે જો તેની પાસે વિચાર રૂપ ઔષધી નથી, તો તે આ જગતનો કટો દુશ્મન થઈ, પોતાનો અને પોતાની સાથે સંબંધ ધરાવનારાઓના સુખનો, વૈભવનો, ધર્મનો નાશ કરે છે. તેવીજ રીતે મને પણ સ્ત્રીઓની સુંદરતાનું ઝેર ચઢી જવાથી હું આ દશાને પ્રાપ્ત થયોછું. વાંચક ! સર્પ જ્યારે માણસને કરડે છે ત્યારે તેનું ઝેર એકદમ માથાં સુધી ચઢી જાય છે, અને જો ક્ષણવારમાં ડંશ થયો હોય છે, તે ઠેકાણે પાછું ઉતરી આવે છે, અને ત્યારે તેનું જોર એકદમ વધે છે. ત્યારે તે વખતે તે પ્રાણ લેવાની શક્તિનો ગુણ બતાવે છે. તેનીજ પેઠે સ્ત્રીઓની સુંદરતાનું ઝેર તેવુંજ કાર્ય કરવાનો ગુણ બતાવે છે, માટે સ્ત્રી-ઓની નાજુકાઇ ઉપર લોભાઇ જઈ તમે કદી પણ તેના ઝેરનો સ્પર્શ કરશો નહીં ! એ હલાહલ ઝેર છે ! મારા જેવા કેટલાક કામાંધ માણસોએ કેવી ખરાબ દશામાં પ્રાણ ગુમાવ્યા હશે ? તેનો વિચાર કરજો ! સ્ત્રીનું રૂપ એ ખરેખરૂં વીષ છે, તે ખરેખરૂં ઝેર છે ! પહાડોમાંથી મળી આવતું ઝેર ખાવાથી કોઇક પણ

માણુસ બચી શકે છે, અને તે ઝેર ઉતારનારી કોઇક પણ ઔષધી મળી આવે છે, પણ સ્ત્રીનું સુંદરતા રૂપ ઝેર પીવાથી કાંઇ પણ બની શકતું નથી. એક વખત એ સુંદરતા રૂપી ઝેર અંતઃકરમાં પ્રવેશ કર્યા પછી તેની કાંઇ પણ ઔષધી નથી. માટે હું ફરીને કહું છું કે સુંદરતા એ હલાહલ વિષ છે. તે ઝેરનાં ઘેનમાં ઘેરાઇ જવાને લીધે ઘડીકમાં શું લઉં છું, ઘડીકમાં શું કહું છું, અને ઘડીકમાં શું કરૂં છું, તેનું મને મુદ્દલ ભાન રહ્યું નથી.

અબધુત—ઓ કામાંધ! આ જગતમાં જે પુરૂષો પોતાની ધર્મ પત્નિઓ સીવાય, પોતાની જાતીની કે પરજાતીની કે પોતાનાં કર્તાં ઉચ્ચ વર્ણોની કે પોતાનાં કર્તાં ઉતરતાં વર્ણોની જે જે સ્ત્રીઓ છે, અને તે તે સ્ત્રીઓ સર્વાંગે સ્વર્ગની અપ્સરાઓ કરતા પણ આ જગતમાં સરસાઇ ભોગવતી હોય, તેવી મોહક, સુંદર અને કોમળ સ્ત્રીઓની ઉપર આશક પડીને પોતાની દુષ્ટ વાસના પુર્ણ કરવા માટે તેવી સ્ત્રીઓને વશ કરવા સારૂં અનેક પ્રકારનાં પ્રપંચો કરીને, અથવા કપટજાલ પાથરીને, તન મન અને ધનનો ભોગ આપીને પાછું ફરીને જોતાં નથી. તેવી સ્ત્રીઓને વશ કરવામાં આટલું કરવા છતાં પણ તેવી સ્ત્રીઓ વશ થતી નથી તો, તે કામાંધ પુરૂષો, પોતાની સત્તાનો, પોતાનાં બળનો, અને પોતાની સમૃદ્ધિનાં સામર્થથી અસંખ્ય માણુસોનો ભોગ આપી અને લઇને તેવી સ્ત્રીઓનું હરણ કરે છે, છતાં તેવી સ્ત્રીઓ તેવા દુષ્ટાચારી સ્વભાવવાળા પુરૂષોને વશ થતી નથી;

ત્યારે તે કામી પુરૂષો તેની ઉપર બળાત્કાર કરીને પોતાની દુષ્ટ ઇચ્છા પુર્ણ કરે છે, તેવી દુષ્ટ ઇચ્છા પુર્ણ કરનારાઓ, આ જગતની બત્રીશીએ ચઢીને, પોતાની સત્તાનો, સમૃદ્ધિનો, વૈભવોનો અને આલોક ને પરલોકના સુખનો નાશ કરી લઇને બુરામાં બુરી અને કંગાલમાં કંગાલ સ્થીતીને પામી શ્વાનની પેઠે રઝળી રખડીને અને નરકમાં રહેનારા કીડાઓની પેઠે તરફડીઆ મારી મારીને આ લોકનો ત્યાગ કરી કેટલાકો ગયા છે અને કેટલાકો જશે, અને તેવા સંજોગથીજ આર્યભુમીની અપદશા થઇ છે.

કામાંધ પુરૂષો પરસ્ત્રીઓની ઉપર મોહીત પડીને, તે સ્ત્રીઓનાં ગુલાબ સરખાં ગાલનાં ચુંબન કરતાં નથી, પણ માસના લોચાનું ચુંબન કરે છે એમ હું કહું છું. બીમારીના બીછાના ઉપર પડેલી સ્ત્રીઓની લારોનું પાન કરવું, અને પરસ્ત્રીઓનાં અધરામૃતનું પાન કરવામાં હું કાંઈ ફરક સમજતો નથી. ભુત યોનીઓમાંથી ઉત્પન્ન થયેલી, ડાકણીઓનાં સ્તન ઉપર હાથ નાખવો, અને પરસ્ત્રીઓનાં સ્તન ઉપર હાથ નાખવા સમાન ગણું છું. શબવત સ્ત્રીઓની સાથે સંગ કરવો અને પરસ્ત્રીઓની સાથે સંગ કરવા બરાબર સમજું છું, અને તે પ્રમાણે તું અને તારો સલાહકાર સમજતો હત તો, આજે તારી જે દશા થઇ છે તે કદી પણ થાત નહીં. રાવણની લંકાનો પણ નાશ થતે નહીં.

**મહાભુતની**—ઓ અબધુત ! હું ખરેખર કહું છું કે

તમને કોઇ મહા સમર્થ ગુરૂ મળ્યો છે, અને તે ગુરૂનાં સદ્‌-બોધથી લલીત લલનાઓનાં કટાક્ષ રૂપી બાણથી બચવા પામ્યા છો. આ જગતમાં પ્રથમ પદે સત્તા ધરાવનાર એવા મહા સમર્થ કામદેવને શ્રીકૃષ્ણ સીવાય કોઇ જીતી શકયા નથી, તેવા મહા સમર્થ કામદેવને વશ કરીને, શીલવૃત પાલનારી સન્નારીઓની ઉપર જુલમ ગુજારનારાઓની શુદ્ધ ઠેકાણે લાવવા માટે તમે જે ભેખ લીધો છે તે ભેખને હું બે હાથ જોડીને નમસ્કાર કરૂં છું. ઓ અબધુત! જેવી રીતે પુરૂષો લંપટો, કુચ્છંદી અને અનીતિવાળા છે, તેવીજ રીતે શું સ્ત્રીઓ નથી ? મહાન યોદ્ધાઓના માન ભંગ કરી, પોતાની દુષ્ટ કામના પુર્ણ કરનારી સ્ત્રીઓ નથી ? પોતાનાં જોબન રૂપી મદમાં મસ્તાન બનેલી સ્ત્રીઓ જેવી ઝેરી નાગણોમાં, જેટલું ઝેર છે, તેટલું ઝેર પુરૂષોમાં નથી. સ્ત્રીઓના હૃદય સરખું પુરૂષોનું હૃદય કઠોર નથી, પુરૂષનો ગમે તેવો શત્રુ હશે, અને તે શત્રુ જો તેના ચર્ણમાં મસ્તક નમાવી પોતાના અપરાધની ક્ષમા માગશે તો, તે કોમળ હૃદયવાળો પુરૂષ તરત પોતાના શત્રુના અપરાધને ક્ષમા કરીને, તેને પ્રાણદાન દીધા વગર રહેશે નહીં. પણ કઠોર હૃદયવાળી સ્ત્રીઓ જયારે ભયંકર સ્વરૂપ ધારણ કરીને, ભવાની રૂપ તરવારને પોતાના હાથમાં પકડે છે ત્યારે તે સ્ત્રીઓ પોતાના વીરોધીઓનો નાશ કર્યા વગર રહેતીઓ નથી. તેમાંની હું એક છું, અને તેવા મારા અપરાધોને લીધે મારે વારંવાર આ જગતની અંદર દૈત્યોની ચઢતી ઉતરતી

યોનીયોમાં અવતાર લેવો પડે છે, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, હું મન્મથ નામના દઇત્યની આજ્ઞાપાલક, અને તેની ઇચ્છાનુસાર વર્તનાર મહાભુતની છું, અને તેની ઇચ્છાથી, ભગવતસીંહ, કરણસીંહ, કનકસેન, અને તેની સાથે તમારો નાશ કરવાને તે ગુફામાં આવી હતી, પણ તમને જોતાં, તમે પુર્વ જન્મમાં કોણ હતા, અને તમારી સાથે મારો શું સંબંધ હતો, તે પુર્વ જન્મોના સંસ્કારોનું કંઈક જ્ઞાન પ્રાપ્ત થવાને લીધે તમારી પરીક્ષા કરવા માટે મેં તમારી પાસે 'કાં સંભોગ કર, કાંતો તારા રૂધીરથી મારૂં ખપ્પર ભરી દેની.' માગણી કરી હતી, પણ તે મારી માગણીમાં તમે ન ફસાતાં મને ફસાવા દેવાથી મારી ખાત્રી થઈ કે, મારા સાતમે અવતારે તમે મારા ચંદ્રશીખર નામના સ્વામી હતાં, અને સદબોધની નામની તમારી ધર્મપત્નિ હતી. તમે મને બહુ ચ્હાતાં હતાં, અને મારી ઉપર તમારા અતુલ પ્રેમને લીધે તમે મને નિમિશવાર પણ એકલી રહેવા દેતાં ન્હોતાં. મારા મુખમાંથી જે જે શબ્દો નિકળતાં હતાં, અને મને જે જે ઇચ્છાઓ થતી હતી, જો કે તે શબ્દો, અને તે ઇચ્છાઓ તમને, અને તમારા કુટુંબોને, ભય સમાન લાગતીઓ હતી, અને તેવી મારી ઈચ્છાઓ નહીં પુર્ણ કરવા માટે, તમારા કુટુંબો તમને કાંટા સમાન થઇ પડ્યાં હતાં, છતાં તમે તેની દરકાર ન રાખતાં તે મારી દુષ્ટ ઇચ્છાઓ પુર્ણ કરતાં હતાં. છતાં હું તમને મારા પતિ સમાન ગણતાં, તમારી પ્રતિજ્ઞા ન પાળતા, પરમેશ્વર સમાન

પતિના પ્રેમનો ત્યાગ કરીને, મારા પવિત્રતા ધર્મને તિલાંજલી દઇને હું નીચમાં નીચ એક અધમ પુરૂષની ઉપર મોહીત પડી હતી, અને તેનેજ મેં મારો પ્રાણ અર્પણ કર્યો હતો.

મારો તમારી ઉપર અભાવ છતાં, અને મારી દુષ્ટ વૃત્તિ સંબંધી તમે જાણવા છતાં, મારો તિરસ્કાર ન કરતાં, અને અવળા માર્ગનો ત્યાગ કરાવી, સવળા માર્ગે લાવવા માટે મને તમે વારંવાર બોધ આપતાં હતાં છતાં હું તમારા બોધની પરવા ન રાખતાં, તમારો ત્યાગ કરી તે નીચમાં નીચ પુરૂષની સાથે ભાગી જવાની પ્રતિજ્ઞા કરી હતી. અને તે પ્રતિજ્ઞા પાળવા માટે ઉન્મદ બનીને મેં તમને ઝેર આપ્યું હતું; તે ઝેરથી અસરથી તમે બેભાન થઈ જવાથી, હું તરત તમને તે અવસ્થામાં તજી દઇને મારા તે નીચ પ્રેમીની સાથે તમારા પ્રદેશની હદ છોડી ગઇ હતી. મારા તે નિચ પ્રેમીનું અંતઃકરણ મારે માટે કેવું હતું તે હું પારખી શકી નહીં, તે મારા નિચ પ્રેમીનો પ્રેમ મારા પ્રત્યે ખરો હતો કે ખોટો હતો, તે હું પારખી શકી નહીં. તે નીચ માણસે મારી સાથે શ્યા લોભથી મને પ્રેમ ફાંસમાં ફસાવી હતી તે હું પારખી શકી નહીં, તેથી હું તેના કૃત્રિમ અને આપસ્વાર્થી પ્રેમમાં લપટાઇ જવાથી મને મારા ધર્મનું, અને મારી નીતિનું ભાન ન રહેવાથી તે દુષ્ટ પિશાચ મને ઘોર જંગલમાં લઇ ગયો, અને ત્યાં મારૂં સર્વસ્વ લુટી લઇ, મને જીવતાં જીવત જમીનમાં

દાટી ચાલી ગયો હતો. અને એવા અનેક અપરાધને લીધે મારે આ સાતમો અવતાર લેવો પડયો છે, અને તમારા અનેક કર્મ બંધનોથી તમારે પણ આ સાતમો અવતાર લેવો પડયો છે: તમારાથી આ જગતના સંસારમાંથી, અને શીલવૃત સ્ત્રીઓનાં ધર્મમાંથી ભ્રષ્ટ કરાવનાર, અને મારા તન મન અને ધનને લુટી મને જીવતા જીવત જમીનમાં દાટી ચાલી જનાર તે નીચ માણુસ બીજો કોઇ નહીં પણ આ કનકસેન મારે સાતમે અવતારે મને મળ્યો છે. તેનું વેર લેવા માટે મેં આ રૂપ ધારણુ કરેલું છે.

તમે મારા સાતમા અવતારના સ્વામી હોવાનું મને જ્ઞાન થતા જ, હું તમને વશ થઇને, તમારી આજ્ઞા પ્રમાણે વરતી તમારૂં કાર્ય કર્યું છે. કનકસેનનું મસ્તક છેદયા પછી, મારૂં મસ્તક પણ તારે હાથેજ છેદાશે, અને અમારા બંનેના મસ્તકો એકમેકનું વેર લેવા માટે એકમેકની સાથે પોતાનું જોર અજમાવતાં અજમાવતાં આકાશના વાદળામાં ભરાઇ જશે. ત્યાર પછી શું બનશે તે હું કહી શકવાને અસમર્થ છું.

આ જગતમાં જે સ્ત્રીઓ પોતાના પરમેશ્વર સમાન પતિને પરમેશ્વર સમાન ગણી, પતિની સેવા ન કરતાં, પતિને અનેક પ્રકારનાં દુઃખો દઇ, અન્યનાં પ્રેમમાં પડે છે, તે સ્ત્રીઓ વારંવાર વિધવા થાય છે, અને વિધવા થયા પછી, વિધવા ધર્મ ન પાળતાં, વ્યભિચારિણી બની વ્યભિચાર

કરી બાળહત્યા કરે છે ? તે વિધવાઓ અનેક નિચ યોની-ઓમાં અવતાર લે છે. એ મારા પુર્વ જન્મનાં સંસ્કારથી, હું સીદ્ધ કરી આપું છું.

અબધુત—ઓ મહાભુતની! તેં જે જે શબ્દો કહ્યાં છે, તે શબ્દો અસત્ય છે એમ કહેવાને હું સમર્થ નથી. અત્યાર સુધીમાં હું આ જગતમાં અનેક લોકોના સમાગમમાં આવતાં, મેં જે અનુભવ મેળવ્યો છે, તે અનુભવ ઉપરથી હું કહી શકું છું કે, પુર્વ જન્મના સંસ્કાર વગર માણસ કંઇ પણ કાર્ય કરી શકવાને સમર્થ થતો નથી, અને તે માણસના પુર્વ જન્મના સંસ્કાર વગર, તે માણસને દૈવી-શક્તિ પ્રસન્ન થઇને તેની ઇચ્છાઓ પુર્ણ કરતીઓ નથી. માટે માણસોએ પુર્વ જન્મને સારૂં સત્ય રૂપી ભાતું બાંધી લેવા માટે સદગુરૂને ચરણે જવું.

ભગવતસિંહ—અબધુત! કનકસેનનાં આવા નાસ્તીક-પણાનો ને તેના કુછંદી સંગીનો ત્યાગ કરાવવા માટે, તેની પ્રજાએ અને તેના ભાયાતોએ બહુ બહુ કાલાવાલા કર્યાં હતાં, પણ તે મુર્ખ ન સમજતાં, ભાયાતોના ગરાસ લુટી લઇ, ભાયાતોને ભીખ માંગતા કર્યા હતાં, તેથી તેના ભાયાતો હથ્યાર બાંધી તેની સામે થયાં, અને તેના કેટલાએક ગામો બાળી નાખી તેના મહેલને ઉરાડી, તેના પ્રધાનની પતની રમા, કે જેની સાથે આ કનકસેન પ્યારમાં

પડ્યો હતો તે રમાનું હરણ કરી ગયા. પણ આ પાપીની આંખ ઉઘડી નહીં તેના કહેવાથીજ, અને તેની શીખવણીથીજ કરણસીંહે, મારી ઉપર સીતમ ગુજારવાને બાકી રાખી ન્હોતી. માંટે એ અબધુત ! જેવી રીતે દુષ્ટ કરણસીંહને તમે શીક્ષા કરી છે, તેવીજ રીતે આ કનકસેનને શીક્ષા કરશો તોજ કળાધર જાદુગરનો અને તેની જાદુઇ સત્તાનો નાશ થશે. નહીં તો કદી પણ થવાનો નથી. જો કનકસેને, કલાધરને પોતાની નગરીમાં પેસવા દીધો ન હોત, તેને રાજના ખર્ચથી મ્હોટી મ્હોટી જાદુઇ ગુફાઓ બાંધી દીધી ન હોત, તેને પોતાના બળની સહાયતા કરી ન હોત, તો શું કળાધર જાદુગર આટલો બધો સમર્થ થઇ, અનેક નીર્દોષ, બાળાઓને અને અનેક મર્યાદાશીળ પુરૂષોને પકડી પકડી પોતાની ગુફામાં કેદ કરી, પોતાની દુષ્ટ કામના પુર્ણ કરવાને શક્તિમાન થઇ શકત ? કળાધરે પોતાના જાદુઇ બળથી કનકાવતીને એવી રીતે ચોતરફથી ખીલી લીધેલી છે કે જેથી કોઇપણ બળવાન રાજા કનકાવતીની ઉપર પોતાના બળનો ઉપયોગ કરી શકતો ન્હોતો. ઘણાક રાજાઓ આવી આવી પોતાના બળનો પ્રયોગ અજમાવી, શરમાઇ પાછા ચાલી ગયા છે. તેનો અંત આણવા માટે, અને સર્વને જે ભય પેઠો છે તે ભયનો, તે દુઃખનો નાશ કરવાનો સમય આજ છે. તે સમયને હવે તમે નિરર્થક ગણીને જવા દેશો નહીં, અને દુઃખી થતા અને ભય પામેલાઓના અંતઃકરણનો ખરો આશીરવાદ લેવાનો

ખરો સમય આજ છે, તે સમયને તમે ફોકટનો ગણી ગુમાવશો નહીં. આ કરવાથીજ તમારો સર્વત્ર જય થશે, તમારા વખાણુ થશે, તમારા ઉપર સર્વનો પ્રેમ બંધાશે અને ઘેર ઘેર અને ઠેર ઠેર દેવ રૂપે આપ પુજાશો. માટે ઝટ આ નીચ રાક્ષસને જમપુરીમાં પહોંચાડી દો.

**મહાભુતની**—બોલ! દુરાગૃહી બોલ! મોતને પ્રીય ગણે છે કે ક્ષમાને પ્રીય ગણે છે! બોલ! નીચ નીશાચર! સુખની ઇચ્છા રાખે છે કે નરક યાત્રા કરવા જવાની ઇચ્છા રાખે છે!

**કુનકુસેન**—હા! હા!! હું પાપી! હું રાક્ષસ! તમો કહો તે હું છું, તમે જે ઉપમાં આપો તે દુષ્ટ ઉપમાં લાયક માનો હું છું, હું છું, પણ ઇચ્છા મોતની, પણ તેની સાથે તમારા રૂધીરનો એક એક પ્યાલો પીવાની પણ ઇચ્છા છે, પણ તે ઇચ્છા પુર્ણ કર્યા સીવાય, આ શરીરમાં ઘર કરી બેઠેલા મહા દુષ્ટાચારી જીવ કદી પણ પોતાના ઘરનો ત્યાગ કરનાર નથી, હા! હા!! હું સારી પેઠે સમજુ છું કે, તમે પાપીઓ નથી, પણ મહાત્માઓ છો, ધર્મધુરંધર રાજાઓ છો, પણ કેવા, અંતરથી કાળા, અને બ્હારથી ઉજળા, લોકોને બતાવવા માટેજ, પણ તમારો ખરો હેતુ શું છે તે જગતના લોકો જાણુતા નથી, તેઓ તો માત્ર તમને દેવ સમાન ગણે છે પણ હું દેવ સમાન ગણુનાર નથી. મારો અને મારી નગરીનો

નાશ અને રમાનું હરણ કરવાથી વીલાસ સુંદરી તમારા હાથમાં આવવાની નથી. વીલાસ સુંદરીના પગ કેવા છે, તેની આંખ કેવી છે, તેનું મ્હોઢું કેવું છે, તે કેવી સ્વરૂપવાન છે, તે તમારા આ અવતારમાં તો શું પણ હવે પછી પણ જો તમે બીજા સાત અવતાર ધારણ કરશો તોપણ, તે તમારા જોવામાં આવનાર નથી ? આ આપ સ્વાર્થીઓ ! તમારા સ્વાર્થના માટે, તમારા કંઈક પુર્વના તપોબળને લીધે મારી નગરીનો નાશ કરવામાં ફાવી ગયા છો, તેથી શું તમે જગ જીતી ગયેલા સમજોછો, અને મારા જેવાનો નાશ કરવાથી શું કળાધર જાદુગર પોતાનું વેર લેવાને બેસી રહેશે ? તમે જેવી રીતે કરણસિંહનો નાશ કર્યો છે તેવીજ રીતે તમારો નાશ કરવાને કળાધર ચુકનાર નથી. શું તમે એવું સમજો છો કે તમારા આવા ભયંકર સ્વરૂપથી અને ભયંકર ત્રાસથી ડરી જઇ કળાધર જાદુગર પોતાનાં પરાક્રમનો ત્યાગ કરી તમને નમણુ આપશે ? તમે જો એવા સમર્થ હતા, તો પછી કળાધરને જીવતો કેમ જવા દીધો.

અબધુત—ઓ નીચ ! ઓ બુદ્ધિહીણુ ! હું વીલાસ સુંદરી ઉપર મોહીત પડીને વીલાસસુંદરીને શોધવા માટે નીકળ્યો નથી; પણ વીલાસ સુંદરી જેવી બીજી બાળાઓના ધર્મનું સંરક્ષણ કરવા માટેજ, તમારા જેવા પાપીઓનો નાશ કરવાને લીધે નિકળ્યો છું. તેને લીધેજ અંગે ભભુત ચોળી છે, તેને

લીધે આ દેહને દુઃખ દેવું પડે છે, તેને લીધે તમારા જેવા રાક્ષસોના સમાગમમાં આવવું પડ્યું છે.

**મહાભુતની**—હા! હા!! સ્વાર્થ!!! પણ તેના આપ સ્વાર્થ સાથે પરમાર્થ સમાયેલો છે, તે તું ક્યાં જાણે છે?

**અબધુત**—મુર્ખ લોકો પરમાર્થી પુરૂષોનું ખરૂં સ્વરૂપ જાણી શકતાં ન હોવાથીજ, તેની સામે શીયાળવાની પેઠે ભસ્યા કરે છે, મુંડો મજીઠનો ભાવ શું જાણે! ખાખરાની ખીસકોલી સાકરનો સ્વાદ શું જાણે! એ કામાંધ રાજા! જો કળાધરમાં વેર લેવાની શક્તી હોત તો કરણસીંહના મસ્તકને મહાભુતનીને સ્વાધીન કરી કદી પણ ભાગી જાત નહીં, પણ એ ક્રુર પશુ! પહેલાં મુળ કાપ્યા વગર છોડનો નાશ થતો નથી, જેમ તારા પાપે તારા રાજનો નાશ કરાવ્યો છે તેમ તેનું પાપ તેનો નાશ મોડે વહેલે કરાવ્યા વગર રહેનારજ નથી.

**કનકસેન**—હા! હા!! પાપ! ખચિત મહા પાપ!!! મેં અને કળાધરે કરેલું છે, તે જગત જાણે છે તેમાં તમે નવાઇ જેવું શું કહ્યું. હું પાપી છુ, તે પાપીને તેના પાપની શીક્ષા કરવાને તમે હવે કેમ ઢીલ કરો છો.

**અબધુત**—અંહ! એમ છે, તો પછી અહીંયાં વાર નથી. ધર્મીની ફરજોને ખાતર તું તારા અગણીત પાપોનો પસ્તાવો કરી સરજનહારની ક્ષમા માગી શકે તટલા સારૂજ ઢીલ રાખી છે. છતાં તું તારા પાપનો પસ્તાવો ન કરતાં, વધુ પાપનો ભારો બાંધવાને ઉન્મદ બન્યો છે.

**કનકસેન**—હવે ક્ષમા કેવી ! હવે પાપનો પસ્તાવો કેવો ! કોની પાસે ક્ષમા માગવી, અને કોની પાસે પસ્તાવો કરવો. જે બનવાનું હશે તે બનશે. તે માટે હું જરા પણ દીલગીર થનાર નથી.

**અબધુત**—તું ગમે તેવી રીતે લવારો કરી અમારૂં અપમાન કરીશ તોપણ અમે તારા જેવા નીર્દય બની ન્યાયનો ત્યાગ કરીને, ક્રૂરપણાથી તારી સાથે વર્તનારજ નથી. ન્યાયને ખાતર ફરીને એકવાર તારા પ્રાણની રક્ષા માટે તને કહું છું કે, જો તું મારી ઇચ્છાનુસાર વર્તવાને કબુલ થઇશ તો આ લોકમાં જે તું સુખ ભોગવતો હતો તેથી અધીક સુખ ભોગવવાને ભાગ્યશાળી થઇશ.

**મહાભુતની**—જો જરા સમજી જા, અને તારા હીત શત્રુ કળાધરની તમામ જાદુ ! ગુફા બતાવી આપવાનું વચન આપતે, એક ક્ષણમાં તારી બળી ગયેલી નગરીને ઠેકાણે એક નવીજ અમરાપુરી વસાવી આપું.

**કનકસેન**—હું મારા મોત સીવાય બીજા કશા લાભની પરવા રાખતો નથી.

**અબધુત**—એ મુર્ખ રાજા ! જરા વીચાર કર ! એક રાક્ષસના બચાવ માટે તારા પ્રાણની ચાહુતિ આપવાને કેમ તત્પર થયો છે.

**કનકસેન**—મારા સુખ માટે, શું મારા લાભ માટે, મારા મીત્રનો નાશ કરાવવાને હું ઉન્મદ થઇશ નહીં. નહીં,

મારો પ્રાણુ જતો હોય તો ભલે જાય. પણુ તે નીચ કામ મારાથી કદી પણુ થનાર નથી, તમારામાં સત્તા હોય તો તે ક્રૂર રાક્ષસને શીક્ષા કરજો.

**મહાભુતની**—ઓ નીશાચર ! માનવી જાતને લજાવનારે ! હું તને ફરીને એકવાર કહું છું કે વીલાસ સુંદરીને કળાધરે કઈ ગુફામાં રાખી છે તેજ ગુફા માત્ર બતાવ, નહી તો હમણાં આ તરવાર વડે તારા મસ્તકને ઉરાડી નાખીશ.

**કેનકસેન**—તારા જેવી હજારો મહાભુતનીઓ પોતાનાં હાથમાં હજારો તરવારો પકડી મારા શરીરનાં રાઈ રાઇ જેટલાં ટુકડાં કેમ કરી નાખતીઓ નથી, પણુ કળાધરની ગુફાઓ બતાવીશ નહીં. તું તારા કેવા અંતઃકરણુથી હમણાં મારી સાથે વર્તે છે તે હું સારી પેઠે સમજું છું, પણુ તે અબધુત સમજતો નથી, તે પણુ વખત જતાં સમજશે.

**મહાભુતની**—નહીં બતાવીશ. આ તરવાર બતાવશે. માટે તારૂં અધમપણું મુકી દે. તું મારે માટે અબધુતને ગમે તેવી રીતે સમજાવીને, છટકી જવાની ઇચ્છા રાખનાર કામાંધ રાજા, તને અબધુત મુકી દેશે પણુ હું તો તને મુકનાર નથી.

**કેનકસેન**—જો તું તારી તરવારની શક્તી ઉપર થઈ-થઇ નાચી રહી હોતો, પછી તારી તરવારને કેમ અજમાવતી નથી. જા તારી તરવાર કળાધરની ગુફા બતાવશે.

**અબધુત**—ભગવતસીંહ ! હવે તમે શું જુઓ છો. ત-

મારી સન્મુખ ઉભેલા આ ચંડાલને તમારી તેજી તરવારથી ઉરાડી મુકો.

અબધુતનો હુકમ થતાંજ ભગવતસીંહે ઝટ મ્યાનમાંથી તરવાર ખેંચીને કનકસેનનું મસ્તક ઉરાડી નાખ્યું. મસ્તક ઉરાડતાની સાથે મસ્તક રણુસ્થંભની ઉપર જઈ ચોટયું અને ખડખડ હસવા લાગ્યું.

આ સમે કનકસેનનું મસ્તક ખુબ ખડખડ હસવાથી, તે માટે અબધુતને શંકા થવાથી અબધુતે મહાભુતનીને પુછ્યું કે, ‘ અહો મહાભુતની! આ મસ્તક હસીને શું દર્શાવે છે?

મહાભુતની—હવે પછી તમારી માથે આવી પડનારા મહા ભયંકર પરિણામની અગમચેતી.

અબધુત—તે કોના તરફની મહા ભયંકર પરિણામ નિ-પજવાની અગમચેતી છે તે કહી શકવામાં તું સમર્થ છો?

મહાભુતની—ઓ ચતુર અબધુત! હવે તે જાણી શકવા જેટલો મુદલ સમય રહ્યોજ નથી. માત્ર સાવધ રહેવાનીજ જરૂર છે. ચેત! ચેત! ચેતા દેતી હું કે અબ તેરા નાશ કરનેવાલા કોઈ બડા દૈત્ય આતા હૈ.

એટલામાં ધરતી ધરણવા લાગી, ધરતીના ધણુધણાટથી સુર્યનું તેજ ઝાંખું પડતું ગયું. આકાશ શ્યામ વર્ણું બનતું ગયું, ને નિમિશવારમાં સર્વે દિશાઓ અંધકારથી ઘેરાઈ ગઈ. મેઘનાથે ગર્જના કરવાથી, આકાશ ફાડી વીજળી બહાર

નિકળી જવા લાગી, તેની સાથે પવને પણ પોતાની સત્તાને ચલાવવાને બાકી રાખી નહીં. આ પ્રલયકાળ જેવો સમો જોઇને, અબધુતે ફરીને મહાભુતનીને પુછ્યું કે, 'એ ભુતની આ શ્યો પ્રકાર છે ?'

**મહાભુતની**--પૃથ્વી પાપનો ભાર ઝીલી ન શકવાથી, કંપી ઉઠી છે, અને તેના પડછાયે આકાશને ઘેરી લેવાથી, મેઘનાથ ! ચપલા અને સમીર સર્વ ક્રોધાયમાન થઇ ગયા છે.

**અબધુત**—એતો મહા વિપ્રીતની વાત કહેવાય ! આ પાપનો ભાર પૃથ્વી ઉપરથી કેમ ઓછો કરી શકાય, તેનો તું ઉપાય બતાવી શકીશ ?

**મહાભુતની**—તેટલી શક્તી હું ધરાવતી નથી, એટલે લાચાર છું. એ કુદરતનો ખેલ છે, તે કુદરતજ જાણી શકે, આપણાથી શું થઇ શકે એમ છે. જે થયું તે જોયું; અને હવે પછી શું થાય છે તેજ માત્ર જોવાનું છે.

ધરતીના ધણધણાટથી, પવનના સપાટાથી, કંઇક પહાડો, કંઇક વૃક્ષો તુટી તુટી જમીનમાં ગરક થવા લાગ્યા. પશુ પક્ષીઓ પોતાનાં નિવાસ સ્થાનથી ભ્રષ્ટ થઈ ભયની ચીસો નાંખતાં પોતાનાં પ્રાણ બચાવવાને પ્રયત્ન કરી રહ્યાં હતાં, પણ તેઓનો તે પ્રયત્ન વ્યર્થ જવાથી જય હરી ! જય હરી ! તારા બાળકોની રક્ષા કર ! માથે આવી પડેલા અનીવાર્ય દુઃખનો નાશ કર ! મહાપાપનાં પડછાયામાં ઘેરાઇ ગયેલા

નિર્દોષોને મુક્ત કર. તું ક્ષમાવંત છો, તું ભકતવત્સલ છો. તારા વગર અમારો છુટકારો કરવાને બીજો કોણ સમર્થ છે ? આ પ્રમાણે અસંખ્ય લોકોના મુખમાંથી ખરેખરી દીનવાણી નિકળી કેમ ન રહી હોય એમ અબધુતને ભાસવા લાગ્યું. તેથી અબધુત ચમકયો, ચોતરફ પોતાની નજરને ફેંકી, પોતાની શક્તીને દોડાવી, પણ તે વડે તે કાંઇ પણ જાણી ન શકવાથી તેનું હૃદય મેઘાચ્છાદિત આકાશની પેઠે ઘનઘોર થઈ ગયું હતું. પણ આ શું છે ? તેનો ખરો ભેદ જાણી ન શકવાથી અબધુત વધારેને વધારે ભયભીત બની બેશુદ્ધ થતો ગયો, આવી બેશુદ્ધ દશામાં લથડીયા લેવા છતાં, પોતાનાં શરીરનો પરવશ થવા ન દેતાં, તેણે મહાભુતનીને કહ્યું કે, ' આ સમે, હું તને ખરેખર કહુછું, કે, આ ઇશ્વરી કોપ નથી, પણ કોઇ દૈત્યોનો કોપ છે. જો દૈવી કોપ હતતો શું માણસને બોલવા કે ચાલવા કે કંઇ જોવા દેત ? માટે વદૈને દોષ દેવો, એ દેવતો અપરાધ કરવા સરખો છે. તે પાપીઓનોજ સંહારી છે ! જે મહા અધમ, અને મહા પાપીઓ છે, તેને તે સર્વજ્ઞ શું જાણતો નથી ? તે સર્વે જાણે છે, પાપીઓના અપરાધ બદલ, પાપીઓને શીક્ષા ન કરતાં, પોતાપર પ્રેમ રાખનારા, પોતાનાં પ્રેમી ભક્તો ઉપર શું આવો કાળો કેર વર્તાવત્રા દેશે ? નહીં, નહીં, તે તો મહાન દયાળુ છે. તું મને ખોટું સમજાવે છે, તે હું કેમ સમજી શકીશ. પૃથ્વી પાપનાં ભારથી કંપી ઉઠી નથી, પણ દૈત્યોની અસુરી માયાથી કંપી ઉઠી છે.

પાપનાં પડછાયાથી સર્વત્ર અંધકાર ફેલાઈ ગયો નથી, પણ દૈત્યો-ની માયાના પડછાયાથી, સર્વત્ર અંધકાર છવાઈ ગયો છે. તું જાણે છે, છતાં કહેતી નથી. તું જાણે છે છતાં, તેનાથી મને અજાણ રહેવા દઈ; મને ભ્રમીત બનાવે છે. આમાં તારો કંઈક પણ સ્વાર્થ હોવો જોઇએ તેથી તું સાચું બોલતી નથી. પણ ઉલટું સમજાવે છે, તે હું સમજીશ. કેમ બનશે. છાનું તે છુપુ રહેવાનું નથી, ખોટું તે સાચું ઠરવાનું નથી. બનવાનું તે અટકનાર નથી, નથી બનનાર તેને કોઈ બનાવી શકનાર નથી. ઓ મહાંભુતની ! તું માન કે ન માન ! પણ હું જે કહુંછું તે સર્વ સત્ય છે, અને તું જે કહે છે તે સર્વ અસત્ય છે. અફસોસ ! તારા અંતરમાં હજી પાપ ભરેલું છે, અને તે પાપના તાપથી તું મારી સાથે આવી રીતે વર્તે છે. એમાં તો હવે કંઇ સંશય જેવું રહ્યું નથી. છતાં તારા તે કપટથી હું નીડર છું, જાગૃત છું, નિર્ભય છું. તને ફાવવા નહીં દઈશ, તારા પાપી સ્વાર્થને સાંધવા નહીં દઈશ. તારૂં શું કપટ છે, તે હવે પછી સ્પષ્ટ રીતે જાણવામાં આવ્યા વગર રહેનાર નથી. મસ્તક કેમ હસે છે ! તે હસતાં, હસતાં, શું સુચવે છે, તેની કલ્પનાં કરવાથી હું કહી શકવાને સમર્થ થયોછું કે, 'ઓ અબધુત ! જેવી મારી દશા થઈ છે, તેવીજ તારી દશા થશે તે જાણીને હું હસુંછું' બોલ ભુતની ! દૈત્યની દુતની ! જાદુની પુતળી ! આ મારી કલ્પનામાં તને કંઇ અસત્ય જેવું લાગે છે ? આ જાદુઇ માયાનો પ્રકાર જોઇ મારૂં મગજ તો ફરી ગયું

નથી ને? તારા દૈત્યોની જાદુની અથાગ શક્તીનો મહાભયંકર ચમત્કાર જોઇને હું દીવાનો તો બની ગયો નથીને? દીવાનો જાણી, વધારે દીવાનો બનાવવાની કંઇપણ પ્રેરણા તો તું કરતી નથી, મગજ ફરેલો જાણી, વધારે મગજ ફેરવી નાખવાને તારી માયીક જાળને ફેલાવેલી તો નથી! તારી ફેલાવેલી જાલનાં ટુકડે ટુકડાં કરી નાખનાર આ મસ્તક છે, તે મસ્તકને પુછવાથી તે શું ખોટું કહેશે? નહીં કહે! હવે એનો એમાં શું સ્વાર્થ રહ્યો છે, તે દુનિયાની જંજાલની સાંકળમાંથી છુટી પોતાની ગતી કરવા માટેજ હસે છે, ગતી કરનારને શોધે છે, એમ હું માનુંછું. અને તેની ખાત્રી કરવા માટે હું તેને હવે પુછુંછું તે તું સાંભળ. ('મસ્તક તરફ આંગળી રાખીને) ઓ મસ્તક! તારી ગતી કરવાની જો તું ઇચ્છા રાખતું હો, અને તારા પાપનું નિવારણ કરાવવાનું, અને પીતૃઓના શાપથી મુક્ત થવાની ઇચ્છા રાખતું હોય તો તું સત્યજ કહેજે! તારા છેવટના સત્યથી, તારૂં તારણ થશે, અને તે તારણથી તારી સર્વ દુષ્ટ વાસનાનો પણ નાશ થશે. આ મારો તને આશીરવાદ છે, માટે બોલ! તું શા માટે ખડખડ હસ્યા કરે છે? અને તે સીવાય તું જે કાંઈ જાણતું હોય, તે પણ કહેવાને તું જરા પણ સંકોચાઇશ નહીં, જેનો પ્રેમ મારી ઉપર છે, જેના પ્રેમથી હું આ દુરંગી દુનિયાનો વિચિત્ર રંગ જોવાને જીવતો રહેવા પામ્યો છું, તે તારો ખચિત્ત ઉદ્ધાર કરશે. તું જગતનિયંતાના કોપથી ડરજે, પણ મારા અને આ મહાભુતનીનાં કોપથી તું જરા પણ ડરીશ

માં! હવે તારે ડરવાનું નથી, પણ તરવાનું છે, પ્રભુપદ મેળવવાનું છે, માટે સત્ય હોય તેટલુજ કહેજે.'

મસ્તક—ઓ અબધુત ! અત્યાર સુધી હું તને મુર્ખ; પરાધીન અને પારકી શક્તીના આધાર ઉપર જીવન ગાળનાર અને દૈત્યોની ઇચ્છાનુસાર વર્તે છે; એવું હું સમજીને, તારૂં મસ્તક પણ છેદાઇને આ રણસ્થંભની ઉપર આવી મારી આગળ ચોટશે તેથી હસતું હતું. જોકે તું અબુધ નથી છતાં બલહીણ બનીને, આ ઇશ્વરી કોપ નથી, છતાં તું ઇશ્વરી કોપ સમજીને દૈત્યોની કારમી માયાને વશ થતો જોઇને મને હસવું આવ્યું હતું, પણ નહીં, હવે મારી ખાત્રી થઇ છે કે; તું પકકો ધૈર્યવાન સત્ય અને અસત્યની પરિક્ષા કરનાર સંતપુરૂષ છે, જો તું દીર્ઘદ્રષ્ટી અને ઘટબુદ્ધિવાળો ન હોત તો, તું મને હસવાનું ખરૂં કારણ પુછવાને કદી પણ ભાગ્યશાળી થઇ શકત નહીં, અને મારા રૂણમાંથી મુક્ત થવા માટે હું મારા હસવાનું કારણ, હું તને કદી પણ કહી શકત નહીં, આ ઉપરથી હું સીદ્ધ કરી શકું છું કે તારી ઉપર કોઇ અલોકીક દેવી શક્તીનો હાથ છે, તે આ મહાભુતની પણ જાણી શકી નથી. તે જાણી શકે તેટલી તેનામાં શક્તીજ નથી. માત્ર તેનામાં અસુરી માયા ઉત્પન્ન કરવાની શક્તી છે, અને તે શક્તી વડે જગતને ત્રાય ત્રાય પોકરાવી રહી છે. હવે તેનો અંત નજદીક આવી ચુકો છે, અને તે સારી પેડે જાણે છે. પણ મારા મસ્તકની પેઠે તેનું મસ્તક તમારા હાથ વડે

છેદાય અને તે મારી આંખ જોઇ શકે એવી ઇચ્છાથી, અને મારી વીદ્યાની શક્તીથી હું આ હાલતમાં બોલી શકું છું. આહા ! આ મહાભુતની ! દૈત્યની દુતની પોતાનું દુષ્ટ કર્મ કરવા જતાં, પોતે સપડાઇ ગયેલી છે. આહા ! આ મહાભુતની ! પોતાની જાદુઇ રૂપી સાંકળમાં તમને ફસાવવા જતાં પોતે ફસાઇ ગઇ છે તે જોઇ મને બહુ હસવું આવે છે, મારા હસવાથી, મહાભુતનીનાં કલેજાનાં કટકા થઇ જાય છે. પણ તે શું કરે ! તેના હાથ બંધાઈ ગયા છે, તેનું મોં સીવાઇ ગયું છે. તેથી તે આ સમે એક બીલાડી સરખી બની જઇને જોયા કરે છે, આહા ! ઓ મહા સંત ! પરમાર્થી પુરૂષ ! તમારો ભોગ લેવા માટેજ, આ મહાભુતનીએ પોતાની અસુરી માયાને ફેલાવેલી છે. આ મહાભુતની તમારી થઈ, મને સહાય કનાર કળાધર જાદુગર અને કરણસીંહને મારવા માટે આ રણસ્થંભ રોપ્યો નથી ! પણ જેનું વર્ણન કરી ન શકાય તેવી બે વ્યક્તીઓ માટેજ આ રણસ્થંભ રોપવામાં આવેલો છે.

અબધુત--(આશ્ચર્ય થઇને) ઓ મસ્તક ! તું પણ કંઇક અદ્ભુત શકતી ધરાવે છે, તારી આ વિચિત્ર વાત સાંભળી મને તે જાણવાનો ઘણો લોભ થયોછે, તેથી હું તને પુછું છું કે, તે બે વ્યક્તીઓ કોણ ? કયાંથી? શા માટે ? કયારે અહીં આવશે? આવ્યા પછી તે બે વ્યકતીઓ શું કરશે ? કોણ ? કેવી રીતે તે બે વ્યક્તીઓનાં મસ્તકો કાપશે ? તે તું જાણે છે, અને તે તું

જાણતું ન હોત તો, તે અણદીઠ બે વ્યકતીઓનેજ માટે આ રણસ્થંભ રોપવામાં આવેલો છે, એમ તું મને કહેવાને કદી પણ સમર્થ થાત નહીં, એ તો સત્યજ છે. અસત્ય છે એમ તો તું હવે કહેનારજ નથી. માટે હું તને ઇશ્વરનાં સપથ આપીને કંહુ છું કે, એ બે વ્યક્તીઓ સંબંધી જેટલું તું જાણતું હોય તેટલુંજ કહેજે, પણ અસત્ય કહી મને ભ્રમિત બનાવતુંજ નહીં.

મસ્તક—ઓ અબધુત ! તમે મને ઇશ્વરના સપથ આપીને જે સત્ય હોય, તે કહેવાને ફરજ પાડી છે, તે ફરજ અદા કરવી કીંવા ન કરવી, તે માટે હું મુદલ બંધાયેલ નથી. છતાં હું જાણું છું તેટલું કહીશ. પણ તે કહેવાથી મહા અનર્થ થશે તો પછી તમે શું કરશો ?

અબધુત--ઓ મસ્તક ! હું નથી મુર્ખ કે નથી બાલક ! હું બીકણ નથી કે નથી બલહીણ ! પણ હું સાહસ કર્મ કરનારો પુરૂષ છું, સત્યનો શોધક છું. અસત્યને જાણનાર છું, પારકાઓનાં અંતઃકરણોમાં કેવાં કેવાં પ્રકારોની ઇચ્છાઓ હોય છે, અને તે કેવાં કેવી પ્રકારે પોતાની તે ઇચ્છાઓને પુર્ણ કરવી તેને માટે, તેઓ કેવાં કેવાં પ્રપંચો કરે છે, અને તેઓનાં તે પ્રપંચોથી પથરાએલી જાલમાં, પોતાની કંઇક આશા, ઉમેદ પુર્ણ કરવાને લીધે કંઇક બાવરા બની પરવશ થઇને સપડાઇ જાય છે, તે જો હું જાણતો ન હત તો, તેઓની પેઠે હું પણ અલબત, તારા આવા ભયસુચક શબ્દો સાંભળતાની સાથેજ

થરથરી જઈને તે વ્યક્તીઓનું વૃત્તાંત સાંભળવાને સાફ ના પાડત. મસ્તક ! હું તને સ્પષ્ટ રીતે કહું છું કે, તે વ્યક્તીઓનું વૃત્તાંત સાંભળવાથી મને કાંઇ પણ હાની થનાર નથી. બોલ ! જે. વ્યક્તીઓ અહીં આવનાર છે તે નર કે નારીઓ છે?

**મસ્તક**—તે નારીઓ છે.

**અબધુત**—તે કુંવારીઓ છે કે પરણેલીઓ છે ?

**મસ્તક**—તે બંને કુંવારીઓ છે.

**અબધુત**—તે કયા કયા દેશનાં, કયા કયા ચઢતા ઉતરતાં રાજાઓની, કઇ કઇ કન્યાઓ છે, તે અને તેણીઓ પોતાનાં કયા કયા નામથી પોતાનાં વંશને દીપાવે છે?

**મસ્તક**—તે હું જાણતું નથી, પણ કરણસીંહનું મસ્તક જાણે છે.

**અબધુત**—તે તે કરણસીંહના મસ્તકને તો મહાભુતની ગળી ગઇ છે. તો તે મસ્તકનાં જવાબની આશા કેમ રખાય?

**મસ્તક**—ગળી જવાથી મસ્તકનો નાશ થયો નથી, પણ તેનાં પેટનાં મધ્ય ભાગમાં જેવું હતું તેવુંજ શકતીવાળું સજીવન બેઠેલું છે.

**અબધુત**—અંહ ! શું તું તે ખરૂં કહે છે?

**મસ્તક**—તો શું હું ખોટું કહું છું.

**મહાભુતની**—અરે કદી દૈત્યોની દાઢની વચ્ચેથી ચવાઇ ગયેલી વસ્તુઓ બચતીઓ હશે કે શું? શું કામ જુઠું બોલી અબધુતને ભ્રમીત બનાવે છે.

**અબધુત**—નહીં, તે જુઠું બોલતું નથી, પણ કરણસીંહના મસ્તકથી, તને અને તારા દૈત્યપતિ મન્મથને કંઇક હાની થવાના સબબથી તું કરણસીંહનું મસ્તક ગળી ગઇ છે. પણ તે મસ્તક તારી દાઢથી ચવાઇ જાય એમ હું માનતો નથી.

**મસ્તક**—ઓ અબધુત ! તમે જેમ કહો છો તેમજ છે.

**અબધુત**—તો તે મસ્તક મને કેવી રીતે જવાબ દઇ શકશે ? તેનું તું ખરૂં કારણ મને બતાવી શકીશ?

**મસ્તક**—ઓ અબધુત ! જો તમે મારા બતાવેલાં કારણો મુજબ વર્તવાને તત્પર થશો તો હું તે કારણ અવશ્ય બતાવીશ.

**અબધુત**—બતાવ ! ઝટ બતાવ ! ખચિત્ત તે પ્રમાણે વર્તવાને હું તૈયારછું.

**મસ્તક**—ઓ અબધુત ! જો તમે કરણસીંહના ધડને સ્વહસ્તે અહીંથી ઉપાડીને, વીરપુરનાં કીલ્લાનાં દરવાજાની જમણી બાજુએ આવેલાં એક મ્હોટાં ગોખ આગળ સુવાડવાની, અને ત્યાર પછી કરણસીંહનું મસ્તક પોતાનાં ધડ સાથે ચોટી ગયા પછી, તેના શબને તમે અગ્નીસંસ્કાર કરવાની પ્રતિજ્ઞા લેશો તો, કરણસીંહના મસ્તકને તમે જે કાંઇ પુછશો તેનો તે સંપુર્ણ રીતે ઉત્તર આપ્યા વિના રહેનાર નથી. એજ એનું ખરૂં કારણ છે.

**અબધુત**—ઓ મસ્તક ! તારા કહેવાથી, કરણસીંહના મસ્તકથી ખરી હકીકત જાણવાને માટે, હું ઇશ્વરની સમીપ ઉભો

રહીને પ્રતિજ્ઞા પુર્વક કહું છું કે, ઓ કરણસીંહના મસ્તક ! તું જો મહાભુતનીનું મ્હો ફાડી, તેના મુખની વચે રહીને હું પુછું તે જો તું ખરેખર મને કહીશ તો, હું તારા શબનો મારા સ્વહસ્તે અગ્નીસંસ્કાર કરીશ, અને જો હું ન કરૂં તો તારા શબની પેઠે મારૂં સબ અગ્નીસંસ્કાર વગર રઝળશે.

અબધુતની આ દ્રઢ પ્રતિજ્ઞા સાંભળતાંજ કરણસીંહનું મસ્તક મહાભુતનીનાં મુખ રૂપી ગુફાની વચ્ચે આવીને બોલ્યું કે, ' અહો અબધુત ! ' કાન દઇને સાંભળ ! હું કહુછું તે, જે કાંઇ તું મને પુછે તેનો પ્રથમથીજ વીચાર કરીને પુછજે, વગર વિચાર્યું, અને મને કહેવા લાયકનું નહી હશે તે તું જો મને પુછીશ તો, હું હરગીજ તેનો ઉત્તર આપનાર નથી.

**અબધુત**—તે માટે તું નિશંક રહેજે ! આ રણસ્થંભ કોના માટે રોપવામાં આવેલો છે.

**કરણસીંહનું મસ્તક**—હવે પછી આ અસુરી ભુમિ ઉપર જે બે વ્યક્તાઓ આવનાર છે, તેનો નાશ કરવાને માટે. આ રણસ્થંભ રોપવામાં મહાભુતની, અને તેના દઇત્ય પતિ મન્મથે, જબરૂં ગોહું ખાઈ ગયા છે. બીજુ શું ! મારા મુખથી કંઈ પણ વાત બહાર નિકળે નહીં, અને ઓ અબધુત ! તેથી તું સાવધ થઇ દૈત્યોની અસુરી માયાથી કંપી ન જાય, તેથી આ મહાભુતની મારા મસ્તકને ગળી ગઈ હતી, પણ મહાભુતની જાણતી નથી કે, તે આવનાર વ્યકતીઓનો ભોગ લેવાને "બદલે, તમામ દૈત્યોની કોમનો ભોગ આ રણસ્થંભને આપવો

પડશે. તેની દાઢો મને ચાવી શકી નથી. અને હવે પછી પણ મને ચાવી શકનાર નથી.

અબદ્ભુત—તે વ્યક્તીઓના નામ શું છે? તે કયા કયા દેશના કયા કયા રાજાઓની બાળાઓ છે, તે તું મને કહે.

મસ્તક—તે હું કહેનાર નથી, પણ એટલું તો કહીશ કે જ્યારે તું તારા દેશને નવ ગજના નમસ્કાર કરી, તારા દેશનાં દરવાજાની બહાર નિકળ્યો હતો, તે વખતે તે પ્રાણદાન જે બાળાને પણ દાન દઈને, તે બાળાને તેને ઘેર મુકી, તું જ્યારે તારે માર્ગે પડવાને તૈયાર થયો હતો, ત્યારે તે બાળા તારી સાથે આવવાને તૈયાર થઇ હતી, તે વખતે તું તેને તારી સાથે લઇ ન જતાં તેને તેં એમ કહ્યું હતું કે, ' તું જો મને તારો કરી રાખવો હોય તો, હું જ્યાં જઉં છું, ત્યાં આવીને મને શોધી લેજે. ' એટલું કહી તું તારે રસ્તે પડયો હતો. બોલ હવે તું તે બાળાને ઓળખે છે. તારા અંતઃકરણમાં વસેલી છે. તેનું તને કદી પણ સ્મર્ણ થયું છે. હું કહું છું કે વિલાસ સુંદરીની ચોટ તારા ચિત્તમાં ચોટવાથી તું તે બાળાને ભુલી ગયો છે, પણ તે બાળા તને ભુલી ગઇ નથી. તને પોતાનો કરી રાખવા માટે પોતાના હૃદયરૂપી સ્થાન ઉપર બેસાડી નિરંજન રૂપે પુંજન કરવા માટે તને તે શોધવા નિકળી છે. તારા કરતાં તે બાળાએ અધિક દુઃખ સહન કરી, દૈવી શક્તીને રીઝવી છે. તે દૈવીક શકતીની સહાયથી તને હવે પછી અલૌ-

ક્રીક સુખ પ્રાપ્ત થાય તે અર્થે, તે એક મહાત્માની સેવા કરવા માટે નિકળી છે.

કનકાવતીને સીમાડે આવતાં તેને ભાન આવ્યું કે, મારો વ્હાલો ગુણનીધિ માગધ દેશના જાદુગરનો જાદુઇ કીલ્લો તોડી વીલાસ સુંદરીને, કળાધર જાદુગરના હાથમાંથી મુકત કરવા માટે કનકાવતી ગયો છે. તે કનકાવતીમાં મારા પ્રાણનાથ ગુણ-નીધિનું શું થયું હશે તે જાણવા માટે અહીં આવે છે.

અબધુત—આવ્યા પછી તે શું કરશે ?

મસ્તક—કળાધર અને મન્મથ દૈત્યની કૃતિથી જે માયા ઉત્પન્ન થશે તે માયાથી તમે બંને જણ કાંસાના પુતળા બની જશો. તે કાંસાના પૂતળા જોતાંજ, તે પોતાના મનમાં સમજી જશે કે આ બેમાંથી એક પુતળું મારા પ્રાણનાથ ગુણનીધિનું અને બીજું પુતળું તેના કોઇ એક સાથીનું છે. તે જોતાનીવાર તે બાળા, બંનેની ફેલાયેલી માયાનો પોતાની શકતીથી મન્મથ દૈત્યને, અને તેની તમામ ફોજનો નાશ કરી, તેની તે માયા-માંથી તમને મુકત કરશે. તમે તમારા અસલ સ્વરૂપમાં આ-વતાજ, તે બંને બાળાઓને તમે નહીં જોઇ શકો તેવી રીતે તે બાળાઓ અદ્રશ્ય થઈ જશે.

અબધુત—ઓ કરણસીંહના મસ્તક ! તું જે હવણાં અ-ગમ નિગમની વાતો કરે છે, તે વાતોની મને કેમ ખાત્રી થાય કે તે બાળા મને શોધવા નિકળેલી છે, અને મારે માટે દુખ સહન કરી શકતીને રીઝવી છે, અને તેજ બાળા પોતાના પ્રાણ મને

અર્પણ કરી ચુકી છે. કાંસાના આકારમાં બદલાઇ ગયેલું શરીર મારૂંજ છે. એમ ઓળખી કાઢીને મન્મથ નામના દૈત્યોની ફેલ:ચેલી માયાનો અને તેનો નાશ કરશે.

મસ્તક—જ્યારે મારૂં મસ્તક મહાભુતનીનાં પેટમાંથી નિકળીને મારા ધડ સાથે ચોટી જશે, તે વખતે મારૂં અડધું શરીર પોતાની મેળે જમીનથી ઉંચુ જઇ ગોખની અંદર રહેશે, અને બાકીનું શરીર, અર્થાત શરીરનો છેલ્લો ભાગ જમીનપર રહેશે. ગોખમાં રહેલા શરીરનાં ભાગ ઉપર તું જો તારા અસલ સ્વરૂપમાં ઉભેલો મને જો તો, તે તારી પ્રાણ પ્રીયા ખરી છે, અને તેને માટે મેં જે હમણાં જે વાત કહી છે તે પણ ખરી છે, એમ માન અને તું તેમ ન જો તો મેં જે વાત કહી છે તે બધી ખોટી છે, અને તેની શીક્ષા બદલ મારા શરીરને તું જો અગ્ની સંસ્કાર નહી કરે તો તને ઈશ્વરના સમ છે.

અબધુત—(આશ્ચર્ય થઇને) ગોખની અંદર તારા અડધા શરીર ઉપર હું ઉભો રહેવાથી તને શો લાભ થશે.

મસ્તક—ઓ અબધુત! પ્રાણને જે પોતાનાં પ્રાણ અર્પણ કરી ચુકેલી છે, જેને તું પ્રીય છે, અને તે પ્રેમી તે પોતાનાં પ્રાણથી વિખુટા પડેલા પ્રાણને શોધવા માટે નીકળેલી, સંતનીના પવિત્ર હાથનો તને સ્પર્શ થશે, તેના તે સ્પર્શથી અને તારા સ્પર્શથી મારો ઉદ્ધાર થશે. બસ હવે હું મારી જગાએ જઇને બેસુંછું, અને કનકસેનનું મસ્તક જેમ તને કહે તે પ્રમાણે કરવાને તત્પર થાય. એટલું કહેતાની સાથે કરણસીંહનું મસ્તક પાછું મહાભુતનીનાં પેટમાં ઉતરી ગયું.

**કેનકેસેનનું મસ્તક**—કેમ મહાભુતની ! કરણસીંહના મસ્તકે જે કાંઈ કહ્યું છે તે સત્ય છે કે, અસત્ય છે. હવે તારા મન્મથ દૈત્યની કાલમરદની તોપ આ સંતપુરૂષને, અને આ ભગવતસીંહને કંઈ કરી શકનાર નથી. જા! પાપણી! જા! ઘોજારી! તારો પણ અંત આવી ચુકયો છે, હવે વીચાર શું કરે છે? તારા મસ્તકનીજ માત્ર રાહ જોઉંછું.

**અબધુત**—મસ્તક! તારી વાણી સત્કાર કરવા જેવી છે, તારી વાણી સંત પુરૂષોના સત્યકાર્યને વીજય દેનારી છે. તારી સત્ય વાણીને ગંગાના જળ સમાન ગણી મારા મસ્તકે ચડાવું છું. છતાં તું જરા શાંત થા, અને શાંતથી જો! મહાભુતની પોતાની કારમીક માયાને કયાં સુધી ટકાવી શકે છે? તે જોયા પછી તેનો હું અવશ્ય નાશ કરીશ.

આ શબ્દોથી મહાભુતની મહા ક્રોધાયમાન થઇ જઇને, પોતાના ખડગને હાથમાં લઇને મસ્તકના મોઢા ઉપર મારીને કહ્યું કે, ‘ ઓ ખડગ ! પ્રાણનાશક ખડગ ! તારા ઘાથી આ મસ્તકનો ત્વરાથી નાશ કરી નાંખ! જેના ટુકડાં પક્ષીઓ પણ ખાઇ ન શકે તેવી રીતે તેના કટકા કરી, તેને તારી અગ્નિથી બાળી ભસ્મ કરી નાંખ! એટલું કહેતાની સાથે પોતાનાં ખડગને મસ્તકનાં મોઢા ઉપર જેવું મારવા જાય છે, તે જોઇને અબધુતે મહાભુતનીનો હાથ પકડી લઇને, કહ્યું કે, ‘ બસ કર! દુરાચરણી બસ કર! નાંમકહરામ બસ કર ! વચનભંગી બસ

કર ! તારી કરણીના ફળ ચાખવાનો તારો સમય આવ્યો છે તે સમયને આધીન થા ! તારા પાપે તને ફસાવી છે, માટે બસ કર ! કહું છું કે બસ કર ! તારૂં ખડગ મસ્તકનાં કટકા કરી ભષ્મ ન કરતા. તારાજ મસ્તકને ઉરાડી નાખશે માટે ચેત ! તારો કાલ તને ચેતાવે છે તો પણ તું ચેતતી નથી.

**મહાભુતની**—ઓ નીચ ! તારૂં મુખ બંધ કર. તું મારી સાથે મુદ્દલ વાત કરવા લાયક નથી. તું કોણ ! એક રખડતો રઝળતો ભિખારી બાવો ! ચપટી લોટનો ભિખારી ! તેના ડરથી હું ડરી જઇશ ? તેના ભયથી હું ભય પામી મસ્તકના ટુકડાં કરવા મુકી દઈશ ! તું બોલતો નથી, પણ તારો કાલ તને બોલાવે છે ! તારો કાલ તારી સમીપ આવી ઉભો છે તેને તું ઓળખ ! કાળની સાથે હાથ મેળવવાની ઈચ્છા રાખે છે કે વીલાસ સુંદરીના હાથની ઇચ્છા રાખી છે ! વાહરે વિલાસ સુંદરીના લંગોટીઆ પ્રેમી ! વાહરે વિલાસ સુંદરીનું સુખ મેળવવાને તત્પર થયેલા સાધુ વિલાસી ! નર્કનો વિલાસ ભોગવવો હોય તો તારે માટે નર્ક તૈયાર છે, પણ વિલાસ સુંદરીના સુખનો વિલાસ ભોગવવો મહા દુર્લભ છે, તે ભોગવવા લાયક તું નથી. જેનામાં હજારો હાથ જેટલું બળ હશે, જેનામાં અથાગ શક્તિ હશે, અને જેનાથી જગત ભય પામતું હશે તેજ વીલાસ સુંદરીના સુખનો લ્હાવો લેશે. તે તારી જંગલની ઝુંપડીમાં રહેવા લાયક સુંદરી નથી, પણ મન્મથના મહા વિલાસી મ્હેલમાં રહેવા

લાયક છે, તે સુંદરી તને કેમ પ્રસન્ન કરશે ? તે શું તારા લંગો-ટીઆ બાવા ઉપર મોહીત પડશે ? તે શું અંગે ભભુત ચોળી ભીક્ષા માગી પેટ ભરનારા ઢોંગી બાવાને પોતાના મણી મુકુટ સમાન લેખવાને અધુરી બનશે ? શું તેં આવો ભેખ વીલાસ સુંદરી મેળવવાં માટેજ લીધો છે, અને તે વેશમાં રહીને, વચમાં નડતાં કંટકોને નાશ કરવા માટે નિકળ્યો છે ? શું તુંજ બળવાન છે ? શું તું પરાક્રમી છે ? શું તારા સિવાય બીજા વીરલા પુરૂષો વગરની આ ભૂમિને વાઝણી સમજે છે ? હા ! હા ! ! વિલાસ સુંદરી વાટમાં બેઠી છે તેને તું લઈ જજે, બાવા ! ઓ ઠગારા બાવા ! આ ભુમિ ભોરીંગોની છે ! તે ભુમીની સામે કોઈ પણ આંખ ઉંચી કરી શકતું નથી તો પછી તું શું કરી શકનાર છો ? ભલભલાઓના પાણી આ ભુમીએ ઉતાર્યા છે, તો પછી તારૂં શું ગજુ છે તેનો તું તોલ કરી શકયો નથી, તેનો તું વિચાર કરી શકયો નથી. પણ તું કરેજ કેમ ! તારૂં કીસ્મત તારી વીરૂદ્ધ છે, તે તારા કીસ્મતે તને અહીં સુધી ધસડી આણ્યો છે. જો મારા મન્મથ દૈત્યના કોપમાંથી તારે બચવું હોય તો, મારા ચરણની રજ ઉપાડી તારા મસ્તક ઉપર ચોળ ! હું તારા સર્વ અપરાધને ક્ષમા કરીશ.

અબધુત—હા ! હા ! ! હવે મારી પુર્ણ ખાત્રી થઈ ચુકી છે કે, આ ભુમિ કેવળ દૈત્યોથીજ વસેલી છે. જો વસેલી ન હોત તો, આ ભુમિ ઉપર આવો કાળોકેર કદી પણ વર્તાત

પામત નહીં. જ્યાં જોઉં છું ત્યાં દૈત્યો નજરે પડે છે, જ્યાં જોઉં છું ત્યાં દૈત્યોના ત્રાસની બુમો પડે છે, અને દૈત્યોનીજ કાળી મૂર્તિઓ મારી સમીપ આવી ઉભી છે. તેમાં તો હવે કંઇ શક રહ્યો નથી. મારા શકને દુર કરનાર અને મસ્તકની વાતને સત્ય ઠરાવનાર એ દુરાચરણી, એ મહા પાપીણી ! મહાભુતની તુંજ છો ! તેથી હું તારો ઉપકારજ માનીશ, અને તે ઉપકાર બદલ હું તો હર પલે તને ક્ષમાજ કરીશ, પણ એટલું તો તું યાદ રાખજે કે, જેનો મારી ઉપર અપૂર્વ પ્રેમ છે, અને તે પ્રેમને લીધે, જે પ્રેમ મૂર્તિ મારા હૃદયરૂપી કમળ ઉપર બીરાજમાન થયેલી છે, તે પ્રેમમૂર્તિ, તને અને તારા મન્મથી દૈત્યને શીક્ષા કર્યા વગર હરગીઝ રહેનાર નથી. તે પ્રેમ મૂર્તિએ તને એકવાર મારી શક્તિનો ચમત્કાર બતાવ્યો છે, છતાં તું તે ભૂલી જઇને, મારૂં અપમાન કરી, મારી સાથે દગો રમીને મારો નાશ કરવાને તત્પર થઇ છે. તેમાં તેં ભારી ભૂલ કરી છે. તેમાં તું પૂર્ણ રીતે ઠગાઈ છે. તેથી તારો, તારા મન્મથ દૈત્યોનો, અને તારી તમામ અસુરી માયાનો નાશજ થશે. હું તારા અપશબ્દો સહન કરીશ, પણ તે મારી પ્રેમીમૂર્તિ સહન કરનાર નથી. મેં તને એકવાર તે ગુફામાં પ્રાણદાન દીધું છે, તેથી મારા હાથને અપવિત્ર કરવાને સંકોચાઉં છું, પણ તે પ્રેમ મૂર્તિ સંકોચાશે નહીં, તે તો અવશ્ય તારા અપરાધ બદલ તને શીક્ષા કર્યા વગર રહેનારજ નથી.

ઓ નિર્લજ ! બેશરમ ! હૈયા ફુટેલ મહાભુતની ! ઇશ્વરની અલૌકીક લીલાની નીંદા કરનાર, અને તેના ભાવીક ભકતોની નીતિને ભ્રષ્ટ કરનાર ભ્રષ્ટાચારીણી ! હું મારા આપ સ્વાર્થને માટે, કે વિલાસ સુંદરીના સુખના વીલાસ માટે, બાવો બન્યો નથી. પણ નિર્દોષોનો ભોગ લેનારા તમારા જેવા દૈત્યોનો નાશ કરવા માટેજ આ અબધુતનો ભેખ લીધો છે, બાવો નથી પણ ક્ષત્રી છું. ક્ષત્રી ધર્મ શું છે ? તેની ફરજ બજાવવા માટેજ, આ અસુરી ભુમિ ઉપર અસુરી સત્તા ચલાવી, અધર્મો ફેલાવનારા ક્રૂર દઇત્યોનો નાશ કરવા માટેજ આ ભેખ લીધો છે. એજ સત્ય છે, અને એજ સત્યથી આ કાયા અનેક રાક્ષસોની અસુરી માયામાંથી બચવા પામી છે, તો આ સમે તારી, અને તારા દઇત્યની અસુરી માયાથી શું બચવા પામશે નહીં ? તારો ગર્વ, તારો અહંકાર, અને તારો ક્રોધ, તારા પાપ બદલ તનેજ બાળી ભસ્મ કરશે. તે તું અચિત્ત જાણુતી હઇશ. તારા ગર્વનો નાશ કરવા માટે મારી પ્રેમી મુર્તીની સુચનાને શીર સમાન ગણી તારો નાશ કરવાને તત્પર થઇશ. તમારા દઇત્યોના વચનો ઉપર વિશ્વાસ રાખીશ નહીં. તમારો નાશ કરવામાંજ હું સર્વનું શ્રેય સમજું છું. તમે ભુમિને ભારરૂપ છો, નિર્દોષોના દુઃખરૂપ છો, તેનો નાશ કરવો એજ ખરા ક્ષત્રીઓનો ખરો ધર્મ છે, માટે ઓ રાક્ષણી ! તારા દઇત્યને અને તારા દઇત્યની ફોજને સત્વર બોલાવ ! તારી માયાના અપુર્વ પ્રયો-

ગને અજમાવ ! કેમ ઉભી છે? શું જુવે છે? તારી પાપી આંખને એકદમ બંધ કર ! તારા શીરને નીચે નમાવ ! તું મારી સામે જોવા કે ઉભી રહેવા લાયક નથી. (ભગવતસીંહને) ઓ વ્હાલા ભગવતસીંહ સંકટમાં ઢાળ રૂપ થઇ પડેલા ભગંવતસીંહ ! તમે ખરા ક્ષત્રી છો ! તમારો ધર્મ શું છે તે તમે સારી પેઠે સમજો છો. તે ધર્મની ફરજ બજાવવાનું કામ તમારી તરવારને તમારા મ્યાનમાંથી બહાર ખેંચી આ મહાભુતનીના મસ્તક ઉપર મુકી દો. ઈશ્વર તમને સહાય કરશે, હમણાંજ હું આ ફેલાઇ ગયેલી દૈત્યોની માયાનો નાશ કરૂં છું.

અબધુત એક ધ્યાનસ્થ થઇ જઇને પોતાના ઉપર પ્રસન થયેલી દૈવી શક્તીનું સ્મર્ણ કરવાથી, તે દૈવી શકતીએ તરત મહાભુતનીની માયાનો નાશ કરી નાંખ્યો, પોતાની માયાનો નાશ થયેલો જોઇ મહાભુતનીનો ચહેરો બદલાઇ ગયો, અને તે થર થર ધ્રુજવા લાગી.

મહાભુતનીનાં તમામ મનનો રંગ બદલાઈ ગયેલો જોઇને, અબધુતે પોતાના ચીપીઆને જોરથી ગુમાવીને તે રણુસ્થંભ ઉપર ઠોકીને કહ્યું કે,–'તારા પેટની બળતરા ઓળવી નાંખ ! તારા કાળસ્વરૂપને સંતાડવાને વાસ્તે પૃથ્વીમાં અર્ધો સમાઈ જા. નહીં તો હમણા તને બાળી ભસ્મ કરી નાંખીશ.

અબધુતની અગાધ શક્તીવાળો ચીપીઓ રણુસ્થંભ ઉપર પડતાની સાથેજ, તે રણુસ્થંભ ગર્જના કરતો અટકી જઇને, એકદમ અડધો પૃથ્વીમાં પેસી જઈને વચમાં થંભી રહ્યો.

આ જોઈ કનકસેનનું મસ્તક ખડખડ હસીને કહેવા લાગ્યું કે, 'લે હવે હાથના કર્યા હૈયે વાગ્યા ! મહા ઘોર કર્મ કરતાં પાછું ફરીને જોયું નહીં તેનો આ બદલો તને મળી ચુકયો છે તેનો સ્વાદ ચાખ. બહુ ચઢે તેજ પડે છે. જે પારકા માટે ખાડો ખોદે છે તે પોતાને માટેજ ખોદે છે. તેની તને હવે ખાત્રી થઇ કે થવાની છે ? જો ! તારા મહા દુષ્ટ કૃત્યના ફળને જો ! કયાં ગઈ તારી માયીક શકતી ? કયાં ગયો તારો મન્મથ દૈત્ય ? ઓ નીચ ! હવે ધરતી કાં કોતરે છે ? હવે ધરતીને કાં શરમાવે છે ? તેમાં ધરતી પણ શું કરે ? ધરતી તારાથી અપવીત્ર થયેલી છે તે ધરતી તારૂં કેવી રીતે રક્ષણ કરશે ? બોલ હવે કોનો ભોગ લેવા ઇચ્છે છે ? લેવો છે કે દેવો છે. લેવાની વાત મુકી દે. પણ દેવાને તત્પર થા. હવે મારૂં પુરૂં વેર વસુલ થશે; અને તે વસુલ કરવા માટે, તારા મસ્તકની સાથે મારૂ મસ્તક યુદ્ધ કરવાને કયારનું તડફડયા મારી રહેલું છે. એજ ઇચ્છા છે, અને તે પરીપુર્ણ કરવા માટે જ મારા મુખમાં બોલવાની શકતી રહી શકી છે. ઓ અબધુત તે તું પુર્ણ કરજે.

ઓ અબધુત ! મારા વચનોને સત્ય માનીને મહાભુતનીને તું જે શીક્ષા કરવાને તત્પર થયો છે તે બદલ તારી ઉપર પ્રસન્ન થઇને હું તને સુચવું છું કે, 'જે છબી કળાધરે કરણસીંહને વીરપુરના દરવાજે ટાંગવાને આપી હતી, તે છબી, અને તેની સાથે પહેલી સોનાની પુતળી, જે તારા હાથમાં આવેલી

છે, તે બંને વસ્તુનો તું સત્વર નાશ કરજે. એ અબધુત ! હવે તું સાવધ થા.' મહાભુતનીના જાદુઈ પ્રયોગથી તેના મન્મથ નામના દૈત્યની ફોજ, 'કાલ મરદની' નામની મહા ભયંકર તોપને લઈને આ તરફ આવવાને નિકળી ચુકી છે, તે આવે તે પહેલા, આ મહાભુતનીનાં મસ્તકને ઉરાડી દે.

**અબધુત**—'એ મસ્તક-'તેં' તારો છેવટનો સમય સુધાર્યો છે, તેં તારા છેવટની ઘડીને ન બગડવા દેતા, બહુ સંભાળથી સાચવી રાખીને સુધારી છે તેથી હું તને ધન્યવાદ આપુ છું કે, ઇશ્વર તારા પાપની તને ક્ષમા કરશે, અને તે ક્ષમાથી તારા આત્માની શાંતી થશે. નિર્ભય રહેજે. ( ભગવતસીંહને) ક્ષત્રીસીંહ થઈને શું જુઓ છો ? સમયને નિરર્થક જવા ન દેતાં, સત્વર મહાભુતનીના ધડથી તેના મસ્તકને છુટુ પાડી નાંખો.'

મહા ભુતનીના ગરદન ઉપર પ્રથમથીજ ભગવતસીંહે તરવાર મુકી રાખી હતી, તેનો ઉપયોગ કરવાનો હુકમ થતાંજ ભગવતસીંહે પોતાની તરવાર ઊચકી, તે જોઈને તે મસ્તકે કહ્યું કે એ અબધુત ! ભગવતસીંહની તરવારથી મહાભુતનીનું મસ્તક ઉડનાર નથી, પણ તમારા હાથથી ઉડશે.

**અબધુત**-મસ્તકના કહેવા મુજબ ભગવતસીંહના હાથમાંથી તરવાર લઈને મસ્તકને પુછયું કે, ' એ મસ્તક ! તારા શબને અગ્નિસંસ્કાર કોના હાથથી કરાવવાની ઈચ્છા રાખેછે તે તું કહે.

**મસ્તક**—કરણસીંહના શબની સાથેજ, મારા શબનો અગ્નિ-

સંસ્કાર ભગવતસીંહે કરવો, કે જેના સ્પર્શથી મારો પણ ઉદ્ધાર થશે. અબધુતે કહ્યું કે, 'ઠીક છે, તારી ઉચ્છાનુસાર કરવામાં આવશે.' એટલું કહેતાની સાથે અબધુતે મહાભુતનીનું મસ્તક છેદી નાંખ્યું.

મહાભુતનીનું મસ્તક જમીન પર પડતાની સાથે, કનકસેનના મસ્તકે, મહાભુતનીના મસ્તકની આગળ દોડતાં અટકાવીને તેની સાથે અથડાઅથડી કરવા મંડયું, બંને મસ્તક એકમેક સાથે જબરૂં યુદ્ધ કરતાં કરતાં આકાશ સુધી ઉંચે પહોંચી આકાશની પોલમાં રહેલા કાદવમાં સમાઈ ગયા અને તેની સાથે જ પૃથ્વીની બહાર રહેલો રણુસ્થંભ પૃથ્વીમાં ગરક થઈ ગયો.

આ સમે જે ત્રણ મસ્તક વગરના શરીરો પૃથ્વી ઉપર પડેલા હતા, અને તેનું માંસ ખાવાને, અનેક પક્ષીઓ તેના ઉપર ભમી રહેલાં હતાં, તેમાંથી બેના શબને ઉપાડી અબધુત અને ભગવતસીંહ વીરપુરના દરવાજા આગળ મુકી આવ્યા. અને મહાભુતનીના શરીરને ત્યાં રહેવા દેવાથી માંસના ભુખ્યા પક્ષીઓ પોતાની ક્ષુધા શાંત કરવા માટે તેના શરીર ઉપર તુટી પડયાં.

**ભગવતસીંહ**—અહો ! પરમ પદ પુજ્ય ગુરૂજી ! આપની કૃપાથી માથે ગાજી રહેલાં સર્વ ભયનો નાશ થયો છે તેની સાક્ષી આ દીશાઓ કેવી આપી રહી છે.

**અબધુત**—ભગવતસીંહ ! હું તે ઉપમા લાયક મુદલ નથી જ. હું તો એક કીંકર સરખો છું. તમારા ચર્ણની રજ છું.

તેને આવી ઉપમા ઘટે ? મારી કૃપાથી તે ભયનો નાશ થયેલો સમજીને મને આવી ઉપમાઓ આપી, મને મીથ્યા અભીમાની બનાવવાનું ઉત્તેજન આપવા સરખું કંઈક પણ કહેશો નહીં. તે ભયનો નાશ કર્ત્તા હું નથી કે તમે નથી, પણ તે સર્વનો મહાન પિતા છે, તેના સામર્થ્ય આગળ આપણું સામર્થ્ય કંઈ ગણત્રીમાં છે. આપણે તો આ સંસારના અલ્પ કીડાઓ છૈયે. માટે તે સમર્થને સાષ્ટાંગ નમસ્કાર કરો, હજાર વાર તેના ચર્ણમાં મસ્તકને નમાવો. તે પાર ઉતારશે ! તે બચાવશે ! તે દૈત્યોના ત્રાસમાંથી મુકત કરશે. તેની સત્તા સબળ છે. તે સત્તાવાન સત્તાધીશની આજ્ઞાનું પાલન કરો. તે પ્રમાણે વર્તો. બીજાને વર્તાવો. તો તે ન્યાયવંત ન્યાયધીશ તમને ન્યાય આપ્યા વગર હરગીજ રહેનાર નથી.

**ભગવતસીંહ**—તે તો સમર્થનો સમર્થ છેજ, તે ન્યાયવંતને ન્યાય આપશે. તે સત્યવાદીના સત્યનું રક્ષણ કરશે. તે કાલનો કાલ છે. દૈત્યનો સંહારી છે. અધર્મીઓનો નાશ કર્તા છે. તેની આજ્ઞાને લોપનાર, તેના નિયમને તોડનાર, તેની મર્યાદનો ભંગ કરનાર ગમે તેવો બળવાન પ્રાણી હશે, ગમે તેવા ક્રૂર સ્વભાવનો હશે, અને પોતાના ક્રૂર સ્વભાવથી અનેક નિર્દોષ લોકોને ત્રાય ત્રાય પોકરાવતો હશે, તેને ત્રાય ત્રાય પોકરાવનાર, અને તેના અપરાધ બદલ તેને શીક્ષા કરનાર તેજ મહાનનો મહાન, જગત પિતા સમર્થ છે. તેની સત્તા આ જગત ઉપર નહોત

તો આ જગતમાં ઉત્પન્ન થયેલા મનુષ્ય રૂપી રાક્ષસો આ જગતનો, જગતના ધર્મનો, જગતના વહેવારનો નાશ કર્યા વગર રહેત નહીં. સત્ય છે. તે જાણવા છતાં, મનુષ્ય રૂપી રાક્ષસો પોતાનો ક્રૂર સ્વભાવ બતાવ્યા વગર રહેતાં નથી. તેનો અનુભવ આપે લીધો છે, અને તમારી સાથે હું પણ લેવાને કંઈક સમર્થ થયો છું. તમારી કૃપાથી અને તે મહાન ઇશ્વરની કૃપા ન હોત તો, શું હું આ દૈત્યોની માયાને જોવા રહ્યો હોત? ક્યારનો મને યમપુરીમાં પહોચાડી દીધો હત? નારી ઉપર સીતમ ગુજારનારાઓને, તેના કૃત્ય બદલ તમે જે શીક્ષા કરી છે, તે શીક્ષા જેવી તેવી નથી. તે શીક્ષાથી કંઇક દુષ્ટાચારીઓના પાષાણ સરખા અંતઃકરણ પીગળી ગયા વીના રહેનાર નથી. સનાતન ધર્મનો નાશ કરી, પોતાનો પાખંડી ધર્મ ચલાવવા માટે અનેક મનુષ્ય રૂપી રાક્ષસો આ ભુમી ઉપર પોતાની સીતમગીરી ચલાવવાને બાકી રાખતાં નથી. તે સીતમગીરી ચલાવનારા રાક્ષસોનો ક્યારે અંત આવશે? તેના અધર્મ કર્મોથી સનાતન ધર્મનો નાશ થતો ક્યારે અટકશે? સનાતન ધર્મનો તંબુ પડી ભાંગવાથી જ્યાં ત્યાં અનાચાર ભ્રષ્ટાચાર વરતાતો જોવામાં આવેછે, આ અનાચાર અને ભ્રષ્ટાચારથી, લોકો વિવેકનો, નીતિનો, પ્રીતિનો, શરમનો, મરમનો અને ધર્મનો ત્યાગ કરતાં જાય છે, આ સર્વેનો ત્યાગ થવાથી, સર્વના સ્થાનમાં, સર્વના મંડળમાં, સર્વના કુટુંબમાં રહેલા સં-

પનો નાશ થાય છે, અને તે સંપનો નાશ થવાથી, સત્યનો, સંપતીનો અને સંતતીનો પણ નાશ થાય છે, અને તેને બદલે, સૂર્વત્ર પાપ ફેલાય છે, અને તે પાપથી અનર્થ કરનારા કાર્યો થાય છે, એજ મહા સંતાપની વાત છે. તે આપે આપની ખુલ્લી મુસાફરીના દરમ્યાનમાં જોયું છે, અનુભવ્યું છે એટલે પછી હું એથી વધારે શું કહું, કહેવા જતાં મારૂં હૃદય કંપે છે. મારૂં શરીર ધ્રુજે છે, અને તેનું વર્ણન કરવા જતાં, મારી જીભ થરડાઈ જાય છે. એ પણ આરા કુટુંબ સંબંધી જે જોયું છે, જે જાણ્યું છે, તે મનુષ્યના ધર્મથી કેવળ ઉલટુંજ હતું, મારા કુટુંબ રૂપી બગીચામાં જે કમળો ખીલી નીકળ્યા હતાં, તે કમળોનો નાશ કરાવનાર કળાધર જાદુગર છે, અને તે જાદુગરના હાથથી બાકી રહેલાં એક કમળનો નાશ થતો અટકાવનાર આપ છો. માટેજ આપને એવી ઊપમાથી બોલાવવામાંજ હું મારો ધર્મ સમજુછું.

અબધુત–ભગવતસીંહ ! સમય બળવાન છે. સમય સમયનું કામ કર્યા વગર રહેનાર નથી. સમયના પ્રબળ આગળ મનુષ્યનાં વિચારો પાણીના પરપોટા જેવા છે. જે જે આ જગતમાં ફેરફાર થવા પામ્યા છે તે તે સમયના બળથીજ. જે જે આ જગતમાં ન્રાય ન્રાય વર્તાવનારાઓનો નાશ થયો છે, તે સમયના બળથીજ. સમય શીવાય કંઇ થઇ શકતું નથી. માટે સમયને માન દઇને વર્તનારાઓજ આ જગતમાં સુખરૂપ રહી શકે છે, પણ

જેઓ સમયને નથી વર્તતા, તેઓ આ જગતમાં નિંદાયછે, જગતની બત્રીશીએ ચઢે છે, અને અંતે દુખમયી સ્થીતિને પ્રાપ્ત કરી આ લોક અને પરલોકને બગાડે છે. જેણે પોતાના બંને લોક સુધારવા હોય તેણે સમયને માન દઇનેજ વર્તવું. એમ મારૂ માનવું છે. પ્રિય ભગવતસીંહ ! આ બાબત બહુ ઉંડી છે, અને તે માટે ઉંડામાં ઉંડો વિચાર કરવાનીં જરૂર છે. પણ તે વિચાર જેટલી ઘડી આપણા હાથમાં ન હોવાથી, તે માટે હું તમને હાલ કંઈ કહી શકતો નથી,-પણ વખત આવતાં તે માટે હું તમને મારા વિચાર જણાવીશ. હવે અહીંથી ચાલો, તમારા મ્હેલમાં જઇએ, અને પહેલી છબી અને પુતળીનો નાશ કરી, સર્વ ફોજની તૈયારી કરી રાખીએ, કે જેથી શત્રુને વળતો જવાબ વાળવાને ઠીક થઈ પડે.

આ બંને જણ ભગવતસીંહના મ્હેલમાં ગયા અને પહેલી છબી અને સોનાની પુતળીનો નાશ કરી નાખીને, વીરપુરના કીલ્લા ઉપર જબરી તોપો ચઢાવવાને લશ્કરનાં વડાને હુકમ આપી, બંને જણ બીજી ફોજને લઇ, વીરપુરના કીલ્લા ઉપર ચઢયા અને ત્યાં તે ફોજને અનુક્રમે ગોઠવી શત્રુની રાહ જોતા ઉભા.

એટલામાં મન્મથ નામના દૈત્યની એક જંગી ફોજ ધમશાણ મચાવતી, વીરપુર તરફ આવવા લાગી. આ ફોજના ધમશાણથી ઉડી રહેલી રજથી આકાશ છવાઇ ગયું, અને તેની

ઘોર ગંભીર ગર્જનાથી સર્વત્ર મહા ત્રાસ વર્તાઇ ગયો. પવનના વેગને અટકાવી ન શકાય, તેવા વેગમાં, દૈત્યની ફોજ, ત્રાડ મારતી, આકાશ અને પાતાળને ગજાવતી એક આંખના પલકારામાં, ચપટી વગાડે તેટલી ઝડપમાં, વીરપુરને ઘેરી લઇ, વીરપુરનો નાશ કરવા માટે, વીરપુરના કીલ્લાના જંગી દરવાજાની સન્મુખ કાલ મરદની નામ જંગી તોપ ગોઠવી દઇને, ભયંકર સ્વરૂપવાળો, જેનું માથું બહુ પહોળું અને ઉંચુ છે, જેનું શરીર જુના થએલા વડના થડ જેવું જાડું છે, જેના હાથ હાથીની સુંઢ જેટલા લાંબા છે. જેની આંખો મ્હોટા કોડા જેટલી મ્હોટી છે, જેમાંથી લાલ અગ્નો જરી રહ્યા છે, તે મન્મથ નામનો દૈત્ય વાંદરાની પેઠે છલંગ મારીને વીરપુરના કીલ્લાની રાંગ ઉપર ચઢી ગયો, અને જયાં અબધુત ઉભો હતો, ત્યાં જઇને અબધુતનો હાથ પકડી અબધુતને કહેવા લાગ્યો કે, ઓ લંગોટા ! બોલ મારી ભુતની કયાં છે ? '

**અબધુત**—હે દૈત્ય ! તેને તેનું પાપ ગળી ગયું છે.

**દૈત્ય**—અંહ ! તેને તેનું પાપ ગળી ગયું છે કે, તેનો તેં નાશ કરાવ્યો છે, તે સત્વર કહે. પણ જોજે બાવા તેની પેઠે તારૂં પાપ તને ગળી ન જાય !

**અબધુત**—જે પાપી હશે તેને પાપ જરૂર ગળી જશેજ, તે તો તારા કરતાં ભરવાડનો છોકરો પણ સમજી શકે છે. તો પછી તું મને શું સમજાવવા નિકળ્યો છે. જરા છેટો [illegible] રહે, હાથ મુકી દેઇ પછી વાત કર.

**મન્મથ**—ઓ ચંડાલ! મારો ચોર હોઇને, ક્ષમા ન માગતા, સામું મારૂં અપમાન કરે છે? ભોરીંગના દરમાં હાથ ઘાલીને, ભોરીંગનો તીરસ્કાર કરે છે? એક ભરવાડના છોકરા કરતાં પણ મને બેદ સમજીને મારી અવગણનાં કરે છે? યાદ રાખ! બાવા! હવે હાથમાં આવેલાને કેમ મુકીશ! મહાભુતનીનું વેર, તેનું જે ઝેર આ આંખમાં ભરાયેલું છે તે ખાલી કર્યા વગર તારા હાથને કદી પણ મુકનાર નથી.

**અબધુત**—ઓ ચોરના સરદાર! ઓ ચંડાલના દીકરા! તારા જેવા દૈત્યો જેવા ભોરીંગો, કનકાવતી નગરીના જંગલમાં કંઇક રખડે છે, તે દૈત્યોરૂપી ભોરીંગ જગતને પિડા રૂપ થઇ પડયા છે, તે જગતનાં ખરેખર શીકારનેજ પાત્ર છે. તેના પીડા રૂપ દૈત્યોથી હું ડરતો નથી. તેને ખમાણું આપતો નથી, અને તેના પડછાયાથી દુર રહેવામાં મારૂં શ્રેય સમજું છું, માટે તું જે ઇચ્છાથી આવ્યો છે, તે ઇચ્છા પૂર્ણ કરવામાં સમર્થ હો, તો પછી મારા જેવા બાવાનો હાથ પકડવાથી તને શો લાભ થનાર છે? જેને તારી મહાભુતનીને મારી હોય, તેને શોધી લે! તે તને જવાબ આપશે. પણ આ બાવો તે માટે તને જવાબ આપનાર નથી. માટે કહું છું કે, ઓ દુષ્ટ દૈત્ય મારા હાથને મુકી દે!

**દૈત્ય**—તું બાવો નથી, પણ તું દૈત્યોની જાતીને ભક્ષ કરનાર કોઇ મ્હોટો દૈત્ય છે તેથી તેં મારા જેવા દૈત્યની સાથે

બાથ ભીડી છે. તેંજ મહા ભુતનીનો નાશ કરાવ્યો છે, તેંજ કનકાવતી નગરીને બાળી ભસ્મ કરાવી છે. તે કેવળ વિલાસ સુંદરીને માટે, તું તે વિલાસ સુંદરીનો પ્રેમી છે, અને તે પ્રેમ પ્રદર્શીત કરવાને માટે, બાવો બનીને, બીજાને હાથે તારી આપનારાઓનો નાશ કરાવે છે, એ તો સત્ય છે. એમાં જરા પણ મીનમેખ જેવું હું જોતો નથી. બોલ બાવા ! વિલાસ સુંદરીના કોમળ કંઠમાં તારો કઠોર હાથ નાખવો છે કે મારી કાલ મરદની નામની તોપના ગળામાં હાથ નાખવો છે.

અબધુત—શીલવૃત પાળનારી બાળાઓનાં, અને ધર્માત્મા પુરૂષોનાં ધર્મનો નાશ કરનારા દૈત્યોનો નાશ કરવા માટે હું બાવો બન્યો છું. હું સનાતન ધર્મનો શુદ્ધ પ્રેમી છું, અને તે પ્રેમને ખાતર, સનાતન ધર્મ પાળનારાઓની ઉપર સીતમ ગુજારનારા મનુષ્ય રૂપી દૈત્યોનો નાશ કરવાને માટેજ બાવો બન્યો છું, માટે ઓ દૈત્ય ! વિલાસ સુંદરીના કોમળ કંઠમાં હાથ નાંખવાનો તું અભિલાષી છે, તે અભિલાષા પૂર્ણ કરવા માટે, તારી કાલ મરદનીનો મને ભય બતાવે છે, પણ યાદ રાખ કે વિલાસ સુંદરીનું રક્ષણ તેનું શીલવૃત કરશે, અને તેના તે શીલવૃતનો ભંગ કરવાને ઉદ્ધત બનેલાઓનો ભોગ આ તારી કાલમરદની તોપ લેશે. માટે ઓ દૈત્ય ! તું મહા પાપી હોવાથી, હવે તારો ઉદ્ધાર થઇ શકે એમ નથી. તારા પ્રાણ બચી શકે એમ નથી. માટે તું સાવધ થા, તારા જોરને, તારી માલીક

માયાને ખુબ અજમાવ ! નહીં તો તારા પેટની ઉમેદ તારા પેટમાં રહી જશે, નહીં તો તારી આશા, તારા જીવમાં રહી જશે. તે આશા, તે ઉમેદ પૂર્ણ કરી લે, હવે હું તને મારી સન્મુખ ઉભો રહેવા દઈશ નહીં, માટે કહું છું કે, મારો હાથ મુકી દે ! તેમાંજ તારી શોભા છે. તેમાંજ તારી આબરૂ છે. માટે સમજી જા ! નહીં તો ટકાના ત્રણશેર જેટલો થઈ જઈશ !

**દૈત્ય**—ઓ ચંડાલ ! તારા બાણરૂપી બોલ હવે હું સહન કરી શકતો નથી, તે મારી છાતી વીંધી નાખી આરપાર નિકળી ગયા છે, તે તારા બાણરૂપી બોલ વિંધાયલી છાતીના ઝેરી ઘાને રૂઝાવવા માટે તારા રૂધીરનો એક પ્યાલો મને પીવા દે. તારી આંખને, મારા પગ નીચે, એક વખત કચડવા દે. હવે નહીં મુકુ ! મારૂં વેર લઈશ. એટલું કહેતાની સાથેજ તે દૈત્ય અબધુતના અંગ ઉપર ધસ્યો, તે જોઇ અબધુતે તે દૈત્યના હાથમાંથી પોતાનો હાથ મુકાવી, તે દૈત્યને કમ્મરમાંથી પકડી કીલ્લાની નીચે ફેંકી દીધો.

---